કૉપીરાઈટ સી. ડી. શાહ એન્ડ કો. કૃત.

## લોકપ્રિય થઇ પડેલી અર્થની નોટો.

| | | | |
|---|---|---|---|
| બાળવર્ગની નોટ | ૦-૨-૦ | છઠ્ઠીના અર્થ | ૦-૬-૦ |
| પહેલીના અર્થ | ૦-૨-૬ | સાતમીના ,, | ૦-૧૦-૦ |
| બીજીના ,, | ૦-૪-૦ | કન્યા ૧લીના ,, | ૦-૪-૦ |
| ત્રીજીના ,, | ૦-૫-૦ | કન્યા ૨જીના ,, | ૦-૫-૦ |
| ચોથીના ,, | ૦-૭-૬ | કન્યા ૩જીના ,, | ૦-૬-૦ |

અંકસૂચક મૂળાક્ષર કિંત્તા ત્રણ પાઈ.
ચોર્યાસી તાલુકાનો નકશો બે આના.
સુરત શહેરનો નકશો છપાય છે.
પહેલા ધોરણ માટે પદાર્થપાઠ ભાગ ૧ લો. ૦-૩-૦
બીજા ધોરણ માટે પદાર્થપાઠ ભા. ૨ જો. ૦-૫-૦
'બાળ ગરબાવળી'ની નોટ બે આના.

સી. એમ. શાહ—શાહપોર—સુરત,

ચોથી ચોપડીનો "ડિકટેશન શિક્ષક" ત્રણ આના.
બીજા ધોરણ માટે સુરત શહેર તથા ચોર્યાશી તાલુકાનો "ભૂગોળ શિક્ષક" બે આના.
ચોથા ધોરણનો 'મુખગણિત શિક્ષક' ત્રણ આના.
સુરત જિલ્લાનો નકશો ત્રણ આના.
સુરત જિલ્લાનો 'ભૂગોળ શિક્ષક' બે આના.
ગુજરાતની સામાન્ય ભૂગોળની પ્રશ્નોત્તરમાળા બે આના
ધોરણવાર 'મુખગણિત શિક્ષક' તૈયાર છે.

કર્તા—છગનલાલ મોતીરામ શાહ, શાહપોર સુરત.

પાંચમી ચોપડીનો "ડિક્ટેશન શિક્ષક" ત્રણ આના.

# પાંચમી ચોપડીના અર્થ.

પાઠ ૧

મરદાઇ=બહાદુરી
કેવળ=એકલા
ઉપરાંત=વધારામાં
દૃઢ=અચળ; મજબુત
સ્નાયુ=માંસના તંતુ; જે તંતુ વડે હાડકા ને માંસના લોચા વળગેલા રહે છે તે
દાબ=કબજો
કેળવણી=શિક્ષણ
ભેદ=છુપું કારણ; તફાવત
પ્રયત્ન=(પ્ર+યત્ન)=પરિશ્રમ: ઘણી મહેનત
મલખમ=કસરત કરવા માટે દાટેલું ઉભું ગોળ લાકડું
આટાપાટા=એક જાતની રમત
ક્રિકેટ=બૅાલબૅટની રમત
ચરબી=ચામડીની નીચે ઠરેલો ચીકણો પદાર્થ
બ્રહ્મચર્ય=સ્ત્રી સંગથી દૂર રહેવું તે; બ્રાહ્મણ ધર્મના ચાર આશ્રમ માંનો પહેલો આશ્રમ; જનોઇ દે ત્યારથી પરણતાં સુધીનો વિદ્યાભ્યાસનો વખત.
અંકુશમાં=તાબામાં; કબજામાં
રોદણાં=રડણાં
બડબડાટ=નારાજ થઇ મનમાં બડબડવું તે
ખતીલા=કાળજીવાળા
દ્વેષ=કીનો; અદેખાઇ
છળકપટ=દગોફટકો
આચકો ખાશે=અટકશે
અણઘટતો=અયોગ્ય
બલકે=એટલુંજ નહિ પણ વધારે
ખસુસ=ખાસ
નકલ=કોપી; ઉતારો; બીજાનું જોઇ ચાલવું તે
અનીતિ=ખરાબ ચાલ
આયુષ્ય=આવરદા.

સવાલ—કેળવણી કેટલા પ્રકારની છે? શરીરની કેળવણી કેવા પ્રકારે થાય છે અને તેથી શા ફાયદા થાય છે? મનની કેળવણીમાં નીતિ કેળવવા પર શા માટે વધારે લક્ષ આપવું? સારી રીતે મન કેળવવાથી શા શા લાભ થાય

છે? અનીતિએ ચાલનારની શી દશા થાય છે? માણસમાં કયા ગુણો હોય તો મરદાઇ કહેવાય?

## પાઠ ૨

સમયસૂચકતા=ઘટતો ઉપાય જલદી સૂઝે એવી બુદ્ધિ

અકસ્માત=એકાએક અણધાર્યો બનાવ

અણધાર્યું=ઓચિંતું

સાવધાન=સાવચેત

ઘુમટ=અર્ધગોળ શિખરવાળું ઢાંકણું;

ભાત=તરેહ; ચિત્રામણ

ગરક=ગરકાવ; લીન.

ફરસબંધી=પત્થર જડેલી જમીન

આંખ=નજર; નીશા.

રદ=ખરાબ

જાતિ સ્વભાવ=મૂળ ખાસીયત

આતુરતા=ઈંતેજારી

મુગે મોઢે=બોલ્યા વિના; જાણવા છતાં

દાનવ=રાક્ષસ

પ્રસન્ન=ખૂશ

સ્વસ્થ=હતો તેમ ને તેમ; ગભરાયા વગર; શાંત.

**સવાલ**—કંઇ પણ ઉપાય મનની કેવી સ્થિતિમાં સૂઝે છે? સંકટ વખતે સમયસૂચકતા વાપરવા માટે શુ યુક્તિ કરવી?

## પાઠ ૩ જો.

અસ્વચ્છ હવા=કાર્બોનિક એસિડ ગ્યાસ કે દુર્ગંધવાળી ખરાબ હવા.

વાટે=રસ્તે

એઠવાડ=એઠું

વાતાવરણ=વાનું આવરણ; પૃથ્વીની આસપાસ વિંટળાયલો વાયુ

પ્રયોગ=અજમાયશ

સિદ્ધ=સાબીત; પુરવાર

પ્રાણવાયુ=ઓક્સિજન; પ્રાણને આધાર આપનાર વાયુ

શુદ્ધ=ચોકખો

કુદરતે=ઇશ્વર શક્તિએ

પરિણામ=ફળ; છેવટ

તંદુરસ્તી=આરોગ્યતા

જળવાય=સચવાય

સોઇ=જોગવાઇ; સવડ.

કમકમાટ=ચીતળી

મુઝાઇએ=ગુંગળાઇએ

ટરાતું=થોભાતું

ધુમાતો=ધુમાડો નીકળે એવો; ગ્યાસતેલનો

બદબો=ખરાબ વાસ; દુર્ગંધ.

સંભવ=આશા

શ્વાસ=દમ લેવો

**સવાલ**—અંધિઆર ઘર કે ભોંયરામાં જતાં

પહેલાં શું કરવું ? આ ધારી ઓરડીમાં ૧૪૬ માંથી ઘણા અંગ્રેજો શાથી મરી ગયા? હવા શાથી સુધરે છે?

## પાઠ ૪

જવાંમર્દ=બહાદુર; જુવાન પુરુષ
જવસ્ત્રેજ=ભાગ્યેજ
આયર્લાંડ=એ ગ્રેટબ્રિટન ની પશ્ચિમમાં બેટ છે
સુકાની=સુકાન ચલાવનાર.
ભડકો=બળતું
ફરજ=કર્તવ્ય; ધર્મ.
પાળણપોષણ=ગુજરાન
તુતક=વહાણમાં ઉતારુઓ માટેની બેઠક
સહીસલામત=જેવો ને તેવો; સુખરૂપ
ઓથું=પડદો; આડું પડ
ધૈર્ય=ધીરજ; શાંતિ
દુવા=આશીર્વાદ
નિશાની=ઇસારત
સુખરૂપ=સહીસલામત
ખડક=પાણીમાંનો ડુંગર
આંચ=હરકત; નુકસાન.
દરકાર=પરવા
પહેલવાન=કુસ્તીબાજ; જોરાવર
ભરદરીઆ વચ્ચે=દરીઆની અધવચ્ચે
નોંધ=લખાણ
શૂરવીરપણું=બહાદુરી
શ્રદ્ધા=ભરોસો; વિશ્વાસ.
દૃઢતાથી=મજબુતપણે

**સવાલ**—લડાઇ સિવાય બીજી કઇ કઇ બાબતોમાં શૂરવીરપણું ગણાય છે? જોન કોકેનના વૃત્તાંતમાંથી આપણને શી શિખામણ મળે છે?

## પાઠ ૫

ગુરુભક્તિ=ગુરુને માટે માન અને પ્રેમ
ધર્મ=ફરજ; કર્તવ્ય
ભાગવત=હિંદુ ધર્મનું પુસ્તક; શ્રી કૃષ્ણનું જન્મ ચરિત્ર.
ગુરુપત્ની=ગુરુની સ્ત્રી
બકી=કહ્યું
સરત=હોડ; હારજીત
કાટકા=મોટા અવાજ; કડાકા
મુસળધાર=સાંબેલાના જેવી જાડી ધારમાં પડયા કરતો.
અંધકાર છવાઇ ગયો=અંધારું થયું.
ગળગળા=પાણી પાણી જેવા; સ્નેહથી રડવા સરખા.
સરસા=સાથે
એક નિષ્ઠા=ખરો ભાવ; ખરી શ્રદ્ધા
પ્રસંગ=વખત; જોગ.

અમૂલ્ય=ઘણીજ કિંમતી

આચાર્ય=ઉપદેશ કરનાર; ગુરુ.

**સવાલ**—શ્રી કૃષ્ણ અને સુદામાના દૃષ્ટાંતથી શો બોધ મળે છે? ગુરુ સેવાથી શા લાભ છે? ગુરુ શિષ્ય કને સેવા શા માટે કરાવે છે?

## પાઠ ૬

સાધારણ=વ્યવહારમાં દરરોજ આવતો

સ્વચ્છંદી=સ્વતંત્ર; ફાવે તેમ જતી.

સંયમ=મનને તાબામાં રાખી એક વિચારમાં જોડવું તે

ઢબ=રિવાજ; રીતભાત

ભાન કરાવ્યું=ચેતાવ્યો

ઓછું આવશે=ખરાબ લાગશે.

સ્મરણ=યાદ; ફોમ

નાસ્તો=સવારે થોડું ખાવું તે; શિરામણ.

ઉંઘણસી=બહુ ઉંઘનાર

ખાટું=દીલગીર.

કવખતે=અયોગ્ય વખતે

જરૂરિઆત=અગત્ય

## પાઠ ૮ મો.

નિભાવ=ટકાવ; ગુજરાન

વૃદ્ધિ=વધારો

પુષ્ટિ=બળ

તંદુરસ્તી=આરોગ્યતા

પુષ્ટિકારક=બળ આપનાર

દેખરેખ=તપાસ

સામર્થ્ય=જોર

ભવિષ્ય=આવતી

અતિશય=ઘણું

રૂચિ=ભાવ

ખીલવટ=ખીલવણી.

ખાતર=માટે

જાગૃતિ=હોશિયારી

કડક=કડવી.

મદ્યાર્ક=(મદ્ય+અર્ક)દારૂનું સત્વ; દારૂનો કસ

અભિપ્રાય=મત.

ચડસ=ગાંજાનું ઘી.

સંભવ=આશા.

કોકેન=કિવનાઇન જેવો, ધોળો ભૂકો.

## પાઠ ૯

કોમ=જાત

આર્ય=સૌથી પહેલાં હિંદુસ્તાનમાં આવી વસેલા બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય

દ્રાવિડ=દક્ષિણ હિંદના લોક

શક=સિથિઅન

વેદ=ઇશ્વરી જ્ઞાન; વેદ ચાર છે, ઋગવેદ, સામવેદ, યજુર્વેદ, અથર્વવેદ.

રામાયણ=રામચંદ્રજીની કથાનું પુસ્તક.

મહાભારત=કૌરવ પાંડવના મોટા યુદ્ધનું વીરરસ કાવ્ય.

પુરાણ=ઇશ્વરી લીલાનો ગ્રંથ (પુરાણ અઢાર છે)

અનેક=(અન્+એક)= ઘણાં.

શિવ=મહાદેવ; સંહાર કરનાર દેવ

વિષ્ણુ=વ્યાપક ઇશ્વર; પાલણ કરનાર (એના હજાર નામ છે)

માતા=દેવી; ઇશ્વરી શકિત

ઉપાસના=ભકિત.

ઇષ્ટદેવ=જેના પર આસ્થા બેઠી હોય તે દેવ; પોતે પસંદ કરેલો દેવ.

અવતાર=માણસના રૂપમાં પરમેશ્વરનું પ્રગટ થવું તે.

કબીરપંથી=કબીરનો મત માનનાર

વ્રત=શાસ્ત્રમાં કહેલા નિયમો.

મોક્ષ=મુકિત; ઉદ્ધાર

ગૌતમબુદ્ધ=બૌદ્ધ ધર્મનો સ્થાપનાર.

શ્વેતાંબર=(શ્વેત+અંબર) સફેદ લુગડાંવાળા (એ લોકો પોતાના દેવને સફેદ લુગડાં પહેરાવે છે)

દિગંબર=(દિક્+અંબર) =નાગા (એ લોક પોતાના દેવને કપડા પહેરાવતા નથી.)

પંથ=એકાદો ધર્મ માર્ગ

તીર્થંકર=જૈન મતમાં મનાતો જે મોટો અવતારી પુરુષ તે; સંસારમાંથી તારનાર. (એ ચોવીસ છે)

અહિંસા=હિંસા ન કરવી તે; કોઇ પણ જીવને દુઃખ ન દેવું તે

વૈરાગ્ય=સંસારમાંની મોઝમજામાંથી મનનું ઊઠી જવું તે.

સિદ્ધાંત=(સિદ્ધ+અંત) =વાદ વિવાદથી નક્કી થએલું તે; નક્કી સાર

અરબસ્તાન=એશિઆ ખંડની પશ્ચિમમાં દેશ છે

તુર્કસ્તાન=અરબસ્તાનની ઉત્તરમાં દેશ છે. (એને એશિઆઇ તુર્કસ્તાન કહે છે)

પ્રદેશો=મોટા દેશો.

પેગંબર=ઉપદેશ કરવા મોકલેલા પુરુષ (પેગામ=સંદેશો+બર=

લાવનાર) ઇશ્વરને ત્યાંનો સંદેશો લાવનાર
કુરાન=મુસલમાનનું ધર્મ પુસ્તક
ઉપવાસ=ભુખ્યા રહેવુ તે; ફળાહાર
શીઆ=મુસલમાનનો એક ધર્મ પંથ.
ઈરાન=અરબસ્તાનની પૂર્વે દેશ છે.
સંજાણ=સુરત જિલ્લાની દક્ષિણમાં છે.
ઉદવાડા=પારડી તાલુકામાં પારસીનું જાત્રાનું ઠેકાણું છે.
ઝગડો=વઢવાડ; લઢાઇ
શુદ્ધ વાણી=સાચું બોલવું તે.
અવસ્તા=પારસીનું ધર્મ પુસ્તક.
જરતોસ્ત=જરથોસ્તી ધર્મ ચલાવનાર
મલબારકાંઠો=મદ્રાસ ઇલાકાનો પશ્ચિમ કાંઠો.
બાઇબલ=ખ્રિસ્તીઓનું ધર્મ પુસ્તક
ઇસુ ખ્રિસ્ત=ખ્રિસ્તી ધર્મના ચલાવનાર; જીજસ ક્રાઇસ્ટ

## પાઠ ૧૦

વસંતઋતુ=ફાગણ ને ચૈત્ર મહીનો; એ મહીનામાં ઝાડને નવાં પાંદડાં આવે છે (વર્ષની ઋતુ છ છે. (વસંત, ગ્રીષ્મ, વર્ષા, શરદ, હેમંત, શિશિર )
સંક્ષિપ્ત=ટુંકો
ઇતિહાસ=આગળ થઇ ગએલા રાજાઓના ગુણ દોષ તથા તેમની રાજનીતિનું વર્ણન જેમાં કરેલું હોય તે
શિલાલેખ=જેના પર લેખ કોતરેલો હોય તે પત્થર.
તામ્રપટ=જેનાપર લેખ કોતરેલો હોય તે તાંબાની તકતીઓ
એલચી=એક રાજ્ય બીજા રાજ્યમાં પોતા તરફનું માણસ મોકલે તે; પ્રતિનિધિ
ગ્રીક=ગ્રીસ દેશનો રહેવાસી
ઉતારા=નકલો
કરકસર=જરૂરનો ખરચ કરવો તે
ગરબડાટ=ઘોંઘાટ
ભીડ=લોકોનો જમાવ
થાપણ=મુંડી; ભંડોળ
સહી=મતુ; કબુલાત
સિક્કા=છાપ.
સાક્ષી=સાહેદી
કાંડું=પોંચો; હાથના પંજા આગળનો ભાગ
ન્યાયાસન=(ન્યાય+આસન) ઇન્સાફ કરવી

વખતે બેસવાની જગા
તહેનાત=હજુર
સલાહ=અભિપ્રાય
શ્રમણ=બૌદ્ધ ધર્મના સાધુ
દર્ભ=એક જાતનું ઘાસ.
એકમન=એક ચિત્ત
કરી=પરહેજી
ભરગચ્છી=ભરતકામ
મનાઇ=ના

પાઠ ૧૧

પ્રાચીન=જુના; પહેલાંના
લાંગરેલી=લોઢાની ખિલા ડી નાખી થોભાવેલી
પુરાવો=સાબિતી
ઋગ્વેદસંહિતા=ઋગ્વેદ-ના મંત્રોનો સંગ્રહ.
વરુણદેવ=જળનો દેવ
નાવ=હોડી; નૌકા.
અશ્વિનીકુમાર=દેવોના વૈદ; અશ્વિની અને કુમાર એ બે ભાઇ છે અને તે બે એક દેવ ગણાય છે.

સમુદ્રયાન=સમુદ્રની મુ-સાફરી કરવાનો રિવાજ
ભરૂકચ્છ=ભૃગુપુર
ભૂશિર=જમીનની અણી લાંબી થઇને સમુદ્રમાં ગયેલી હોય તે
ખલાસી=વહાણ કે આ ગબોટ ચલાવનાર
લંકા=સિંહલદ્વીપ
ના’વે=આવે નહિ
મંદિર=ઘેર
સુમાત્રા=એશિયાન્યામાં બેટ છે.
જાવા=સુમાત્રાના અગ્નિ કોણમાં બેટ છે
પરીઆ પરીઆ=છોકરા-નાં છોકરા
પરીઆ=પેઢી

પાઠ ૧૩

ઉગારતા=બચતા.
વાડ=કાંટાની આડ.
છીંકું=બાકું

નિર્મળી=વાદળાં વગરની
વહોરો છો=માથે લો છો
સ્વર=અવાજ.
શંખ=મોટો શંખલો; બાવાઓ ફુંકીને વ-ગાડે છે તે.
ખોખરા કરશે=મારશે.
શાસ્ત્ર=સામન્ય નિયમ સંગ્રહ; અનુભવનો ભંડોળ
ગ્રામ=સૂર સંબંધી એક માપ
મૂર્છાના=સૂરને એકવાર ચઢાવવા ને પાછા ઉતારવા તે
તાલ=ગાવામાં માત્રા પ્રમાણે જે માપ તે
રાગ=ગાયનની તરેહ
દાઝ=રીસ; ગુસ્સો
ખાણીઓ=લાકડાની મોટી ખાંડણી
કળ વળી=દુ:ખ નરમ પડ્યું

## પાઠ ૧૪

મુલતવી=મોકુફ; વાય-
દાપર
ઢીલ=આળસાઇ
અનુભવ=જાતમાહીતી
ઉંચે=ઉપલે નંબરે
નિબંધ=અમુક બાબત પર સારી ઇબારત-વાળું લખાણ
નોટ=રૂપીઆને બદલે વપરાતો ચલણી કાગળ.
ચેપ=અડકવાથી એક રોગ બીજામાં આવવો તે
હેવાલ=વાત.
પ્રસિદ્ધ કર્યું=જાહેરમાં આવ્યું.
અસરકારક=અસર કરે એવું
જડ=મૂળ
વીમો=અમુક રકમ વરસો વરસ લઇ નુકસાન લાગેથી કિંમત ભરી આપવાનો જે ઠરાવ તે.

## પાઠ ૧૫

બુટ્ટી=બરડી
યમન=અરબસ્તાનમાં એક પ્રાંત છે.
શેખ=અરબ લોકોની એક મોટી ટોળીનો સરદાર.
અખૂટ=(અ+ખૂટ=ખ-ણોજ.)
ખોટ=તંગી; તંગાસ
ઇશ્વરને માગે=દાનમાં.
સખત શબ્દ=કઠોર વચન.
મગન=ખૂશ
દાદ=ઇન્સાફની માગણી
ફરિયાદ=દાવો
અદ્‌ભૂત=નવાઇ જેવી
એકલપંથી=સાથી વિનાનો મુસાફર
ડોળ=ખોટો દેખાવ
સ્તબ્ધ=હાલે ચાલે નહિ તેવા; સ્થિર.
ફાંસીઆ=ફાંસો દઇ મારી નાખનાર (એવા ફાંસીઆનો હિંદમાંથી ઇ. સ. ૧૮૩૫માં લોર્ડ બેન્ટિકે નાશ કર્યો હતો.

## પાઠ ૧૬ મો.

ઉડાઉપણું=ગજા ઉપરાંત ખરચવું તે
જહાંપનાહ=દુનિયાનું રક્ષણ કરનાર; પાદશાહ.
વિચિત્ર=નવાઇ જેવો; તરેહવાર
ખુલાસો=સમાધાન
જમા ઉધાર=આવક જાવક; ઉપજ ખરચ
અડસટ્ટો=આશરો;શુમાર
પગરણ=અવસર; સારું ટાણું.
અચાનક=ઓચિંતો

એકાએક.
જોગવાઇ=તજવીજ; ગોઠવણ
નિંદવા=વખોડવા
દોષ=ખોડ; ખામી.
ગૃહસ્થાઇ=ગૃહસ્થનાં લક્ષણ
લેણદાર=માગનાર
ઉઘરાણી=માગતા પૈસા લેવા આવવા તે.
ચિઢીયાં કરે=ખીજવાય; ગુસ્સે થાય
કોરટ=ઇન્સાફ કરવાની કચેરી.
ચેનબાજી=મોજ શોખ
મિથ્યાભિમાની=ખોટો ડોળ; ખોટી મગરૂરી
ખરચાળ=ઉડાઉ
પરતંત્ર=પારકાને તાબે
વાહવાહ=વખાણે
વળતો=બીજો.
જપત=કબજ; સરકાર હરાજ કરવા લઇ જાયતે
દયામણી=દયા ઉપજે એવી
ગુલામ=વેચાણ લીધેલો ચાકર
હાથ પહોંચતો હોય=પૈસાની સીલક હોય
પ્રસંગે=અવસરે
પેટે પાટા બાંધી=ગરિબાઇથી ગુજરાન ચલાવી; ભૂખ તરસ વેઠી.

### પાઠ ૧૭

મમતા=માયા; હેત.
વેઠ=મફત મજુરી
વેતરૂં=સખત મજુરી.
અમસ્તી=ફોકટ
ધડો=દાખલો.
ધર્મિષ્ઠ=ધર્મ પ્રમાણે ચાલનાર.
ગરાસણી=ગરાસીઆની બાયડી; રજપુતાણી.
આવડ=આવડત
વેતડ=ગોઠવણ; વેતરણ
વર્ગ=જાત.
થાણાદાર=થાણાદાર અમલદાર; ફોજદાર
વહીવટદાર=વહીવટ કરનાર; મામલતદાર
સૂચના=અગમચેતી; ચેતવણી.
સહવાસ=મેળાપ; સમાગમ.
પાઠશાળા=કોલેજ
કુટુંબ પ્રીતિ=કુટુંબના માણસપર જેવો ભાવ હોય તેવો ભાવ
રસભેર=મજા સહીત
પાદર=ગામના ઝાંપા બહારની જગો.
ગોરજ=ગાયોના પગથી ઉડેલી રજકણ.
બંદર માર્ગે=જળમાર્ગે.
જમીન માર્ગે=સ્થળ માર્ગે; સડકને રસ્તે
વેતરણ=તોડ; નિકાલ; ગોઠવણ.

જીૂજ=થોડો.
દેવાદાર=દેણદાર
ચેપ=અસર; લાગણી.

## પાઠ ૧૮

બડવો=જનોઇને લગતી ક્રિયાનો એક ચાલ; બટુક; છોકરો. (એમાં છોકરો દોડે છે. અને મામો તેને પાછો ઘેર પકડી લાવે છે)
વિધિ=ક્રિયા
દેવ સાખે=દેવને સાક્ષી રાખીને;
પહેરામણી=કન્યાનો બાપ વરને તથા તેના સગાંઓને જે રકમ આપે છે તે.
પરસ્પર=એક બીજાનો
પલ્લું=સ્ત્રી ધન; લગ્ન વખતે અપાતું ઘરેણું
વિભાગ=ભાગના ભાગ
શસ્ત્ર=હથિયાર
ધર્મોપદેશ=(ધર્મ+ઉપદેશ)=ધર્મનો બોધ
મંડળ=ટોળું
પૂર્વે=પહેલાં.
કાળિદાસ=ભોજ રાજાના વખતમાં પ્રખ્યાત કવિ થઇ ગયો છે તે

## પાઠ ૨૦

ઘાટ=પશ્ચિમ ઘાટ; સહ્યાદ્રિ
ગુફા=પહાડની પોલાણ; પહાડની બખોલ
દેવાલય=(દેવ+આલય)=દેવને રહેવાનું ઠેકાણું; દહેરું
ચિતા=ચેહ
શિલ્પકામ=કોતરકામ
પાઘડીપટે=પાઘડીની પેઠે લાંબો ને સાંકડો.
ચૈત્ય=પર્વતમાં કોરેલું બૌદ્ધ દહેરું.
પટ=પહોળાઇ
દાગબ=ધાતુગર્ભ; પૂજાનું ઠેકાણું
સ્તંભ=થાંભલો
વિહાર=બૌદ્ધ સાધુને રહેવાની જગા; મઠ
ભિક્ષુ=સાધુ; ભીખ માગી ગુજરાન ચલાવનાર
ક્ષણભંગુર=પલકમાં નાશ થાય એવું
વૃત્તિ=વલણ; ઇચ્છા
નિર્વાણ=શાંતિ; મુક્તિ; મોક્ષ
કલ્પનામાં=આંખ મીચીને મનની નજર આગળ.
દિનચર્યા=સાધુએ રોજ કેમ ચાલવું શું કરવું તે
સૂર્યોદય=(સૂર્ય+ઉદય)=સૂરજનું ઊગવું
દોષ=અવગુણ
ભિક્ષાપાત્ર=ભિક્ષાનું વાસણ.
શંકા=શક પડતી બાબત; નહિ સમજાએલી વાત

## પાઠ ૨૧

નહેર=નદીમાંથી દૂર પાણી લઈ જવા માટે ખોદેલી ખાઇ
મોલ=તૂલ
હિંદુશાસ્ત્ર=આર્ય ધર્મ પુસ્તક.
સગવડો=જોગવાઇ.
ઝુકી=લચી
બળદેવ=શ્રીકૃષ્ણના મોટાભાઇ
રસાળ=(રસ+આળ)= ફળદ્રુપ
કંપનિ=વિલાયતનું એક વેપારી મંડળ; એના હાથમાં આ દેશનું અંગ્રેજી રાજ્ય સને ૧૮૫૮ સુધી હતું
શાખા=ફાંટો
સદી=સો વરસનો કાળ; સૈકો.
આબાદ=સુખી

## પાઠ ૨૨

સંપ્રદાય=પંથ
શરાણ=ધાર કાઢવાનું ઓજાર.
કાવ્યકળા=કવિતાની ખૂબી અને યુક્તિઓ
સમાગમ=મેળાપ.
ભાટ=એક જાતના બ્રાહ્મણ; ખરા ખોટા વખાણ કરનાર; બારોટ
ચારણ=રાજાના આશ્રિત વર્ગમાંની એક જાત (એનો ધંધો રાજાના વખાણ કરવાં; રાજાની આગળ નાચવું, ગાવું વગેરે ખેલ કરવાનો છે.)
દંતકથા=મોઢેથી ચાલતી ખરી ખોટી વાત.
કદર=બૂજ; જાણ
દેશસેવા=દેશભક્તિ
હિતેચ્છુ=(હિત+ઇચ્છુ)= ભલું કરનાર
સોસાયટી=મંડળ
હેતુ=મતલબ; ધારણા
સંબંધ=પરિચય
ઠરેલ=ડાહી
વેનચરિત્ર=વેન રાજાની હકીકતનું પુસ્તક.
વર્નાક્યુલર સોસાયટી= ચાલતી દેશી ગુજરાતી ભાષા સંબંધી મંડળી
પદ્ધતિ=ધોરણ; રીત
પ્રમુખપણું=અધ્યક્ષપણું ઉપરીપણું.
ઋતુવર્ણન=એ નામનું કાવ્ય.
કાવ્ય=કવિતાનું પુસ્તક.
માનવંતો=આબરૂવાળો.
ખિતાબ=ઇલકાબ; ઉપનામ.
સી. આઇ. ઇ.=હિંદના રાજ્યનો દોસ્ત
વર્ષાસન=વરસનો પગાર
દોર્યું=ખેંચ્યું
શોખ=ચાહના; પ્રેમ

જમાનો=જુગ; કાળ.

પાઠ ૨૩

ધાર્મિક=ધર્મપર આસ્થાવાળો.

નિરાધાર=આધાર વગરનો; વસીલા વગરનો

મરકી=ઘણા માણસ મરી જાય એવો રોગ. કોલેરા, પ્લેગ વગેરે

પંજો=સપાટો.

ગુમાસ્તાગીરી=ઉઘરાણી ને નામનું કામ

વાકેફ=માહીતગાર; જાણીતો

ફુરસદ=નવરાશ

વિશ્વાસઘાતી=ભરોસો તોડનાર.

સંપૂર્ણ=(સં+પૂર્ણ)=પુરેપુરો

અત્યંત=(અતિ+અંત)=ઘણુંજ

ઉચાપત કરવું=ઓળવવું તે; ઉપાડી જવું તે

ખોટ=ખાધ

સીલક=રોકડ નાણું.

પાઠ ૨૫

અડવો=બેવકુફ.

તોલ=બરાબર

સુખડું=ગોળપાપડી

વળાવવા=વિદાય કરવા

વાસો રહેજે=મુકામ કરજે.

ખોડી બારૂ=ખેતરની વાડમાંથી જવા આવવા માટે છીંડું પાડી વચમાં બે પાંખીઆવાળું દાટેલું લાકડું

કુપ્પાં=કુલ્લાં; ચામડાનાં ઘી ભરવાનાં કુડાં.

શાવકાર=શાહુકાર

ઘેરૂં=છોડથી ખુબ ઢંકાઈ રહેલી જગા.

હારે=સાથે

બુકાની=માથેથી દાઢી નીચે લઇ બાંધેલો લુગડાનો કકડો

તીર=બાણ

કામઠું=ધનુષ

સેરે=છે.

હોંકારા=બુમાટા.

સે=છે

ધોલ=થપ્પડ

ઝાપટ=ઝૂંટ

પતીજ=વિશ્વાસ; ભરોસો

પરખાવો=તપાસવો; પરીક્ષા કરવો

આંક=પાર; હદ

વ્યસની=વ્યસનવાળો. ગંજેરી, અફીણી, દારૂડીઓ

આળ=તહોમત; બટ્ટો

પાપનો ઘડો ફુટવો છુપું રહેલું પાપ જાહેર થવું.

દગો કોઇનો સગો નહિ=કપટથી કોઇ પડતું નથી.

ઝાડો=જડતી; તપાસ.

અન્નદાતા=પોષણ કરનાર

પાઠ ૨૬

સર્વદમન=રાજા દુષ્યંત અને શકુન્તલાનો પુત્ર; ભરત; બધાને દબાવનાર

બાળચેષ્ટા=બાળકની. રમત ગમત

તાપસી=તપશ્ચર્યા કરનાર સ્ત્રી

તપોવન=તપ કરવાનું જંગલ; ઋષિઆશ્રમ.

કાળજું=અંતર; મન

અંહુ=ઉંહું

ચક્રવર્તી=જેની આણ નાનાં મોટાં ઘણાં રાજ્યો પર વર્તાતી હોય તેવું

લક્ષણ=ગુણ.

સતાવતો=પજવતો.

દીસંતી=દેખાતી

દંતકળી=ઊગતા દાંત

નથ=વગર; વિના

નિમિત્ત=સબબ; કારણ.

કાલીકાલી=કાનને પ્રિય લાગે એવી.

બોલી=ભાષા; બોલ

તોતલી=તોતડી; બોબડી

પુત=છોકરો.

મલિન=મેલું.

લેખીએ=ગણીએ

આશ્રમ=મઠ; તપોવન.

આકૃતિ=ઘાટ; ચહેરો.

ચેષ્ટા=રમત ગમત

આશ્રમસ્થાન=તપસ્વીઓનું રહેઠાણ.

મુનિકુમાર=ઋષિ પુત્ર

ધર્મદારા=ધર્મ પ્રમાણે પરણેલી સ્ત્રી; લગ્નના સંબંધથી જોડાએલી સ્ત્રી

દારા=સ્ત્રી

ત્યાગ કર્યો=તજી દીધી

પૂછપરછ=તપાસ

શકુંત=પક્ષી. મોર

શકુંતલાવી=(શકુંતલા+આવી) શકુંતલા આવી અથવા શકુંત એટલે મોર લાવી

માઘેલો=(મા+ઘેલો) મા ઉપરના પ્યારથી ગાંડો થએલો હોય તેવો

તદ્દજુમો=એક ભાષામાં માંથી બીજી ભાષામાં સમજણ પાડવી તે.

વગર કારણે હસવાથી જરા જરા દાંતની કળીઓ દેખાય છે; અને સમજાય નહિ એવી બોબડી અને કાલી કાલી બોલી બોલે છે ખોળે ચઢીને (ખોળામાં) બેસવાને આતુર એવા છોકરાને જે માણસ ખોળામાં લે અને તે છોકરાના શરીરે વળગેલી ધૂળથી જેનું શરીર મેલું થાય તેનેજ નસીબવાન જાણવો

## પાઠ ૨૭

શિક્ષણ=શિખવાનું; કેળવણી
વહાણવટી=વહાણ ચલાવનાર.
મથી=મહેનત કરી.
ઇરાદો=વિચાર
ખંડ=જેમાં ઘણા દેશો આવેલા હોય તે (જેમકે એશિઆખંડ)
સ્પેન=યુરોપ ખંડની પશ્ચિમમાં દેશ છે
ટાપુ=બેટ
શુદ્ધ=બરોબર; ખરેખરી
પવન પડેલો હતો=પવન બંધ હતો.
આભ=આકાશ; ગગન
અધીરા=ધીરજ વગરના
ફોસલાવી=પટાવી
ધમકાવી=ધમકી આપી
કંટાળ્યા=કાયર થયા
અશક્ય=(અ+શક્ય)=થઇ શકે નહિ એવું.
સ્પષ્ટ=ખુલ્લાં
જમીનનાં પક્ષી=જમી. પર રહેનાર પક્ષી
આશા=ભરોસો; વિશ્વાસ
આંખ ન મીચતાં=ઊંઘી ન જતાં
આનંદભર્યા શબ્દો=ખુશાલીના પોકાર
પહોફાટવો=સુરજ ઊગતાં પહેલાં અજવાળું પડવું તે
કનડગત=હેરાનગતિ
ચુંબન=બોકી; બચ્ચી
સ્વાર્થ=(સ્વ=પોતાનો+અર્થ=લાભ)=પોતાનો લાભ
ખાતર=માટે

## પાઠ ૨૮

સત્યવાદી=(સત્ય+વાદ+ઇ) સાચું બોલવાવાળો
યજ્ઞ=હોમ
દક્ષિણા=ગુરુ કે બ્રાહ્મણને જમણે હાથે દાનમાં આપતી રકમ
કસોટી=પરીક્ષા; તપાસ.
તેજક્ષણે=તરતજ
મારગ=રસ્તો; વાટ
સર્વસ્વ=બધું; સઘળું
મુદત=મહેતલ; વખત
વેરેલ=વેરેલે
સ્થાનક=ઠેકાણું; જગા
અયોગ્ય=(અ+યોગ્ય)=લાયક નહિ
કંટકવન=કાંટાવાળું જંગલ.
સુંવાળી=દુઃખ સહન ન કરી શકે એવી
ક્ષત્રિયાણી=ક્ષત્રિય+આણી)=(ક્ષત્રિયની બૈરી
બોલ=વચન; કોલ
આગ્રહ=મમત
નિંદી=વગોવી
અર્ધાંકાયા=અર્ધાંગના; સ્ત્રી.

મૂલ=કિંમત
સ્તબ્ધ થવું=ઠરી જવું.
પાલવ=છેડો
ચંડાળ=ભંગીઓ; નીચ કામ કરનાર
આચકો ખાય છે=ખંચકાય છે.
મુડદું=લાસ; મરેલું પ્રાણી.
જાળમાંથી=દરમાંથી.
અનાથ=(અ+નાથ)= ધણી વગરની; નિરાધાર
મસાણ=મુડદા દાટવા બાળવાની જગા
દેવું=દેણ; કરજ
ફૂલ પાથરેલી જગાએ ચાલવાને બીલકુલ લાયક નહિ એવી જે કોમળ અને રૂપાળી સ્ત્રી, તે જેની અંદર ઘણાજ કાંટાછે એવા વનમાં ધણીની પછવાડે ચાલવા લાગી.

પાઠ ૨૯ મો.

સુરપાણનો ધોધ=માંકડી ઘાટ; મોખડી ઘાટ
જળધોધ=જોસબંધ પાણીનો ઉંચેથી પડતો મોટો પહોળો ધોધવો
ચાણોદ=ડભોઇ પાસે નર્મદા કાંઠે જાત્રાનું ઠેકાણું છે.
સામેવહેણે=વહેતા પાણીની સામે
પનાઇ=ચપટા તળીઆની નાની હોડી.
બાહુ=ભુજ; ખભાથી કોણી સુધીનો હાથ.
ફેફસાં=શ્વાસની ધમણો
આદિત્યેશ્વર=સૂર્યે સ્થાપેલા મહાદેવ
ગુરુડેશ્વર=ગુરુડે સ્થાપેલા મહાદેવ
છાછરાં=થોડાં ઉંડાં.
રાજપીપળા=એ રેવાકાંઠા એજન્સિમાં સંસ્થાન છે.
કાળભૈરવ=શિવનું ભયંકરરૂપ.
હરણ ફાળ=હરણના કુદકા જેટલું પહોળું
ઘેરું=મધુરું.
વારિ=જળ; પાણી
ઢાળ ઉતાર=ઢાળ પડતી
પાત્ર=નદી વહેવાનો માગ
ફીણ=ધોળા પરપોટા
ભાસ=દેખાવ.
અનંત=(અન+અંત)= છેડા વગરની
પરકંમાવાસી=પ્રદક્ષિણા કરનાર
સદાવ્રત=(સદા+વ્રત)= ગરીબ મુસાફરોને ધર્માદા સીધું આપવુ તે

પાઠ ૩૧

કનકમૃગ=સોનાનો હરણ
પંચવટી=પાંચ વડનો

જયો. નાશકની સામે ગોદાવરી નદીને કાંઠે એ સ્થાન છે.
નેત્ર=આંખ
ઠારે છે=સંતોષ પમાડે છે
અલૌકિક=દેવી; અદ્ભુત આ લોક (પૃથ્વી)માં નહિ એવો.
મૃગલો=હરણ.
નિર્ભય=(નિર્+ભય)= ધાસ્તી વગરના
બુટ્ટી=તરેહ.
અર્યપુત્ર=એ શબ્દ ધણી ને બોલાવામાં વપરાતો હતો. સ્વામી; રામ
અયોધ્યા=ગોગરા (સર્યુ) નદીને કાંઠે શહેર છે.
છક=દિગ; તાજુબ
મૃગચર્મ=હરણનું ચામડું
જાનકી=સીતા
આસન=બેઠક
અસુર=દૈત્ય; રાક્ષસ
વેષે=રૂપથી
કારમી=વિકરાળ; બિહામણી; ભયંકર
ચીસ=ગભરાટમાં બૂમ પાડવી તે.
પર્ણકુટી=ઝૂંપડી.
ફાળ=ધારકો
વલોવાઇ=ઉથલ પાથલ થઇ
કઠોર=વજ્ર કડવા;
હરિઆળી=લીલોતરી. વાળી
અલખ=અલક્ષ; ધ્યાનમાં નહિ આવે એવા પરમાત્મા એ શબ્દ જોગી વાપરે છે.
જગાવ્યો=બોલતો.
ગોદાવરી=સહ્યાદ્રિ પર્વતમાંથી નીકળી મહારાષ્ટ્ર, નિઝામ ને ઉત્તર સરકારના પ્રાંતમાં વહી બંગાળી ઉપસાગરને મળે છે તે નદી. એને કાંઠે નાશક, ત્ર્યંબક રાજમહેંદ્રી ને યાનાન છે.
અતિથિ=ભિક્ષા માગવા આવેલો માણુસ
પ્રત્યે=તરફ
રાતાં થઇ=ગુસ્સે થઇ
ભ્રમર ચડાવી=ડોળા કાઢી.
વિકરાળ=બિહામણું
ધારણ કર્યું=પ્રકાશ્યું
રથ=ચાર પૈડાંની ઘુમટવાળી ગાડી; વહેલ.

## પાઠ ૩૨

કંજુસ=કૃપણ; બખીલ
દળદર=ગરિબાઇ
વિદ્યાર્થીના આશીર્વાદ= બીખ માગવી તે. અસલ વિદ્યાર્થીઓ ભિક્ષા લાવીનેજ ખાતા તેથી
ઝીક મારવી=પત્થરપર પછાડી ધોવું.
વારસો=વડીલો તરફથી મળેલી પૂંજી.

વધ્ધાસંધ્યા=વધારાના
સંકલ્પ=ઠરાવની નિશાની તરીકે હાથમાં પાણી લઇ જમીન પર મૂકવું તે.
કૃપણ=કંજુસ.

પાઠ ૩૩

બનાવટ=રચના; ગોઠવણ
નાસ્તિક=ઇશ્વર નથી એમ માનનાર.
નાસ્તિકપણું=ઇશ્વર નથી એમ માનવું તે.
કર્તા=બનાવનાર; રચનાર
અસાધારણ=ઘણીજ
કીમતીપણું=ઉપયોગીપણું.
મેદ=શરીરનો એક ધાતુ; ચરબી (એ જાડા માણસમાં વધારે હોય છે.)
કોમળપણું=નાજુકાઇ
આરામ=વિસામો
સરળતા=સહેલાઇ
સંરક્ષણ=સારી સંભાળ
ભમર=ભવાં.
છાજલી=છજું
જતન=રક્ષણ; સંભાળ
ડોળો=આંખનો ગોળો
વાટે=રસ્તે; રાહે.
નસકોરાં=નાકના દમ લેવાનાં બે કાણાં.
બ્રહ્માંડ=આકાશ ચોમેરથી અંડ (ઇંડા) જેવું જણાય છે તેમાં રહેલી તમામ સૃષ્ટિ
અંધેર=ગેરવ્યવસ્થા.
ગરજ સારે છે=કામ કરે છે
સાખ=સાહેદી; પુરાવો
પૂરે છે=આપે છે.
ખુબી=તાસીર; બલિહારી

પાઠ ૩૫

વિસારે મૂકયા વિના=ભૂલી ન જતાં
પરસ્પર=એક બીજાનો
એદીપણું=આળસાઇ.
ભૂસ્તર વિદ્યા=પૃથ્વીનાં પડ ઓળખવાની વિદ્યા
ચિહ્નો=નિશાની.
ખોળ=તપાસ.
મુનીમ=કારભારી; મુખ્ય મહેતો.
અગત્ય=જરૂર
ધ્યાન=લક્ષ
આધારે=ભરોસે
ખોદાણ=ખોદકામ
સ્વાશ્રય=પોતાની મદદ
કાળજી=ચેટક; ખંત.
કર્મ=નસીબ
ધારો=નિયમ; કાયદો
ફળ=પરિણામ.
અદકો=મોટો.
આપ=પોતાનો
પુર=પુરા
પ્રતાપ=પરાક્રમ
બધાથી મોટો પોતે ઉદ્યમ ઉદ્યમ ઉદ્યમ (જ) છે; નસીબ બિચારૂં રાંકડું, (કંગાળ) છે પણ ઉદ્યમનું પરાક્રમ.

પુરેપુરૂં (મોટું) છે.

## પાઠ ૩૬.

સફર=લાંબી મુસાફરી
ધનાઢ્ય=પૈસાદાર
દરીઆ માર્ગે=જળ માર્ગે; વહાણ વાટે
વતની=રહેવાસી
ખ્રિસ્તી=ઇસુખ્રિસ્તને માનનાર.
વહાણવટી=ખલાસી
કેપ=ભૂશિર
ઑફ=ની
ગુડ=સારી
હોપ=આશા
લિસ્બન=પોર્ટુગલની રાજધાનીનું શહેર છે.
નાતાલ=અંગ્રેજની દિવાળી: તા. ૨૫મી ડિસેંબરથી આઠ દિવસનો તહેવાર; ખ્રિસ્તમસ.
ભાવ=પ્રીતિ.
જોગીઓ=જાણીતો.
કાલીકટ=મલબાર કાંઠે બંદર છે
મથક=મુખ્ય ઠેકાણું
સિંહલદ્વીપ=લંકા
પરવાનગી=રજા; મંજુરી
આવકાર=આદરસત્કાર
સમૃદ્ધિ=દોલત.
છક=દિંગ; તાજુબ
નજરાણું=ભેટ
છૂટ=પરવાનગી; રજા
ધક્કો=નુકસાન.
પૂર્ણ=પુરેપુરી
માહીતી=અનુભવ
હિત=ભલું.
પ્રવેશકર્યો=દાખલ થયો.

## પાઠ ૩૭.

ઉમરાવ=અમીર
કીટલી=ચાદાની
નાળચું=નળી
પ્રયોગ=અજમાએશ
અનુભવ=માહીતગારી.
સ્કોટલાંડ=ગ્રેટબ્રિટનમાં દેશ છે.
બુદ્ધિશાળી=અક્કલબાજ
ગ્લાસગો=સ્કોટલાંડ દેશમાં મોટામાં મોટું શહેર છે.
નમુનો=ઘાટ; આકાર
ખામી=ખોડ
આરંભ=શરૂઆત
ધુમકેતુ=પૂછડીઓ તારો
કલાઇડ=સ્કોટલાંડમાં નદી છે.
આટલાંટિક=એ નામનો મહાસાગર છે. (એમાં પાણી ૩૫૦ લાખ ચોરસ મૈલ છે)
ઉપરાઉપરી=એક પછી એક
ઈજનેર=બાંધકામનો અનુભવી
દરજ્જો=પદ્ધી; હોદ્દો
જાતબુદ્ધિ=પોતાની અક્કલ.

અપૂર્વ=પહેલાં નહિ થએલી એવી
રેલ્વે=લોઢાની સડકનો રસ્તો
ફતેહમંદી=જીત
નિર્ભય=બીક વગર
ખંત=કાળજી; ચેતક
નવાઇ=અચરતી
હવાઇ=હવામાં ઊડે એવું એક જાતનું દારૂખાનું
જહોજલાલી=આબાદી
પાઉંડ=પંદર રૂપીઆની કિમતનો સોનાનો સિક્કો.

પાઠ ૩૯

મતભેદ=વિચારફેર; દરેક જણનું જુદું જુદું કહેવું તે
એકંદર=સામટો; કુલ
પુરાવો=સાબીતી.
પણ=બાધા; નિયમ
નિશ્ચય=ઠરાવ

આખ્યાન=વાર્તા; કથા
શોખ=ઇચ્છા
શામળ=નરસિંહ મહેતાનો છોકરો
શીઘ્ર=તરતને તરત કરેલી
નળાખ્યાન=નળરાજાની વારતા
મામેરૂં=મોસાળું
કવિત્વ=કવિપણું
કવિત્વશક્તિ=કવિતા બનાવવાની આવડત.
આરોગ્ય=તંદુરસ્ત
ઓખા=બાણાસુરની કન્યા; અનીરૂદ્ધની સ્ત્રી
સુભદ્રા=દેવકીની પુત્રી; કૃષ્ણની બેન; અર્જુનની સ્ત્રી; અભિમન્યુની મા.
સુધન્વા=ચંપાવતીના રાજા હંસધ્વજનો પુત્ર
પાત્ર=વિષય
રસીલા=રસિક

પાઠ ૪૦.

રહેણી=રીતભાત
પેગંબર=અવતારી પુરુષ; ઇશ્વરનોસંદેશોલાવનાર
ઘડો=દાખલો.
ખલીફા=મહંમદ પેગંબરના વારસ
શસ્ત્ર=હથિયાર
વંશપરંપરા=ઓલાદથી ઉતરી આવેલો
દમાસ્કસ=એશિઆઇ તુર્કસ્તાનમાં શહેર છે; એ દુનિયામાં જુનામાં જુનું શહેર છે.
પ્રપૌત્ર=દીકરાના દીકરાનો દીકરો.
ખલિફાત=ખલીફાની ગાદી
બગદાદ=એશિઆઈ તુર્કસ્તાનમાં શહેર છે
વૃદ્ધિ=વધારો
ધર્માધ્યક્ષ=ધર્મગુરુ
મુરબ્બી=મોટો

દિનાર=અઢી રૂપીઆની કિંમતનો રૂપાનો સિક્કો (એ પહેલાં ચાલતો હતો.)
તાજુબી=નવાઇ
ખજાનચી=ખજાનાનો ઉપરી
દૃષ્ટિ=નજર.
જનાનખાનું=બૈરાનું રહેવાની જગા; રણવાસ.
દામ=નાણાં
સૂધ=ભાન; સમજ.
અલરશીદ=ઇન્સાફી.

પાઠ ૪૧.

દેશાટન=દેશે દેશ ફરવું તે; મુસાફરી
શ્લોક=એસીટીની સંસ્કૃત કવિતા
મિત્રતા=દોસ્તી; સોબત
આપવડાઇ=જાતની ખોટી મોટાઇ; આપબડાસ; પતરાજી
કષ્ટો=દુઃખો.
વાંધો=હરકત; અડચણ
જાતહિંમત=પોતાની હિંમત.
કૃતિ=કામ; કાર્ય.
નિહાળવું=ધારીને જોવું.
અપાર=પાર વગરની; ઘણીજ
મિઠાશ=મજા; આનંદ
સ્મરણ=યાદદાસ્ત
ભાવ=પ્રીતિ.
પુરતી=પુરેપુરી.

પાઠ ૪૨

ખારીલાપણું=અદેખાઇ.
અવગુણ=દોષ
અર્થ=મતલબ; સાર.
ઉદાર=મોટા મનનો
પ્રેમી=માયાળુ
નીચ=હલકા મનનો
દ્વેષી=કીનાખોર; અદેખો
ઉજળો=ખરો
ક્રૂરપણું=ઘાતકીપણું.
દ્વેષ=અદેખાઇ; વેર
પ્રકટ થતી=શરૂ થતી
ઘોળાયા કરતો=મનમાં રમ્યા કરતો
ઘુંટાયા કરતો=ગોખાયા કરતો
લૂણો=છો, ઇંટ, માટી વગેરેમાં જે ખારો જામે છે તે
ખારીલા=અદેખા
હૃદય=અંતઃકરણ; મન
ખાર=અદાવત; વેર
કાયમ=હંમેશાં
પ્રફુલતા=આનંદથી ખીલવું તે
કૃત્ય=કામ; કાર્ય
સાધવામાં=પારપાડવામાં
ફલાણો=અમુક
દ્વેષીલા=ખારીલા
ધિક્કાર=તિરસ્કાર
કોશળદેશ=હાલ જે બહાર અયોધ્યા તથા આગ્રા પ્રાંતો કહેવાય છે તે
ઘાતકી=ક્રૂર

દુશ્મનાવટ=દુશ્મનાઇ
પ્રેમ=માયા; હેત
હજુરમાં=પોતાની પાસે
વીર=બહાદુર
ભૂષણ=શણગાર

### પાઠ ૪૩

શાંતિભરી=ધીરજવાળી
કરિઆણું=તજ, લવેંગ, એલચી, મરી, મસાલો
વખાર=જથાબંધ માલ રાખવાનું ઠેકાણું.
છુટકો=ઇલાજ; ઉપાય
ધાસ્કો=એકદમ પડેલી ઊંડી અને ભારે ફીકર
મોગરો=દીવાની વાટની સળગતી ચીણગારી
જ્યોત=સળગતી વાટ
રચ્યો=બનાવ્યો
સ્થિર=શાંત
ખાસ=ઘણી; બહુ
માર્ગ સૂઝી આવ્યો=ઉપાય જડયો

### પાઠ ૪૫

આશ્વિન=આસો મહીનો
માવત=હાથીને હાંકનાર
ખવાસ=હજુરીઓ ચાકર
ભાંડ=મશ્કરો.
વાહન=બેસીને ફરવાનું સાધન; ગાડી, રથ, પાલખી વગેરે
અધીરા=ધીરજ વગરના
જાગરણ=ઉજાગરો.
ભીડ=ગીરદી; ઠઠ
આશ્ચર્યકારક=નવાઈ જેવું
સુંદરીઓ=સ્ત્રીઓ
રમણિક=સુંદર
સ્પર્ધા=સરસાઇ; ચડસાચડસી; હરિફાઇ
ઉત્સવ=તહેવારનો દિવસ
ભરપુર=ભરેલાં
હર્ષને બહારે જવાનો રસ્તો આપતા હતા=આનંદ દેખાડતા હતા
સવારી=વરઘોડા જેવું સરઘસ

વકરો=માલ વેચતાં ઉપજેલાં પૈસા.
પારણાં=અપવાસ મૂકવો તે.
અષ્ટખુણ=(અષ્ટ+ખુણ) આઠ ખુણાવાળો
બુરજો=ગઢી; નાના કિલ્લા
કીર્તિસ્તંભ=યાદગીરીનો થાંભલો.
રાસ=કૃષ્ણ અને ગોપીઓની દાંડીઆ રમવાની ક્રીડા; ઘેરીઆ જેવો નાચ.
ચોઘડીઆં=ચાર ચાર ઘડીએ મંદિર વગેરેમાં જે નગારૂં વાગે છે તે
નોબત=મોટું વગારૂં.
શંખનાદ=શંખનો અવાજ.
શય્યા=પથારી
સમક્ષ=રુબરુ
મંત્ર=દેવની સ્તુતિ સંબંધી શ્લોક

પાઠ ૪૬

ભાગ ૧ લો

જોડું=નરમાદા.
પારધી=શિકારી; વાઘરી
લાગણી=દયાની અસર
સૂઝયું=સમજ પડી
રામાયણ=રામ અને સીતાના સ્નેહ સંબંધી તથા સીતાને હરી જનાર રાવણની માઠી સ્થિતિ સંબંધીનું કાવ્ય;
સુગ્રીવ=વાલી વાનરનો ભાઇ.
હનુમાન=વાનર (એની ઉત્પત્તિ વિષે અંજનીની કથા જોવી)
અંગદ=વાલી વાનરનો પુત્ર (એ બૃહસ્પતિનો અવતાર હતો)
જાંબુવાન=રામને સહાય કરનાર રીંછ (એ વિષ્ણુના બગાસામાંથી ઉત્પન્ન થયો હતો)
વાનર=વાંદરા
પ-તો=ઠામ; ઠેકાણું.
અશોક વન=બગીચાનું નામ છે
એધાણી=નિશાની,
સમાચાર=ખબર
અનુચર=(અનુ+ચર) સેવક; દાસ
પડાવ=મુકામ.
વિષ્ટિ=સલાહનું કહેણ
વિભિષણ=રાવણનો ભાઇ
સમાધાન=સલાહ
સલાહ=અભિપ્રાય
કુંભકર્ણ=રાવણનો ભાઇ
ઇંદ્રજિત=રાવણનો પુત્ર
પ્રવેશ કર્યો=દાખલ થયો
અયોધ્યા=રામનું રાજનગર
ભરત=રામનો ભાઇ (કૈકેયીનો પુત્ર)
ગર્ભવંતી=દહાડાવાળી
જોડકા=સાથે જન્મેલા બે બાળક
અશ્વમેધ=બધા રાજાઓ પર જીત મેળવીને કરવામાં આવતો હોમ
પતિપત્ની=ધણીધણિઆણી
રાજાના ધર્મ=રાજાની ફરજ
હેતુ=મતલબ

પાઠ ૪૬

ભાગ ૨ જો.

ભરતકુળ=ભરત રાજાનો વંશ
હસ્તિનાપુર=દિલ્હીની ઉત્તરે ૬૦ મૈલપર પાંડવ કૌરવની રાજધાનીનું શહેર હતું.
ધર્મનો અવતાર=ધર્માત્મા
ગદા=આંકડાના ફૂલના ઘાટનું લોઢાનું ભારે હથિયાર.
બાણાવળી=તીર મારવામાં હોશિયાર
કૌરવ=કુરુના વંશના;

ધૃતરાષ્ટ્રના છોકરા

નિષ્ફળ=નકામી; ફોકટ

સ્વયંવર=કન્યાએ પોતે વર પસંદ કરી પરણવું તે.

મત્સ્યવેધ=ઉંચે ટાંગેલા માછલાનું પ્રતિબિંબ પાણીમાં જોઇ ઉંચે બાણ મારી તેની આંખ વીંધવી તે

વરમાળ=કન્યા પોતે પસંદ કરેલા વરને જે માળા પહેરાવે છે તે

ઇંદ્રપ્રસ્થ=જુની દિલ્હી (એ જમના નદી પર હતી)

રાજસૂય=રાજાએ કરવાનો યજ્ઞ

જુગટું=જુગાર

શકુનિ=ગાન્ધર દેશનો રાજા; દુર્યોધનનો મામો

મહાભારત=પાંડવ કૌરવના યુદ્ધનું પુસ્તક.

દ્રોણાચાર્ય=અશ્વત્થામાના પિતા; પાંડવ કૌરવના ગુરુ,

રૂધિર=લોહી

ભીષ્મપિતામહ=શંતનુંના ગંગાથી ઉત્પન્ન થએલો પુત્ર

વર્ણાશ્રમ=(વર્ણ+આશ્રમ)=ચાર વર્ણ અને ચાર આશ્રમ

સ્ત્રીધર્મ=સ્ત્રીની ફરજ

સ્વરૂપ=ખરું રૂપ

પાઠ ૪૭

અંગકસરત=શરીરને કસવું તે.

નર્વા=નિરોગી

ભિન્ન ભિન્ન=જુદા જુદા

જ્ઞાનતંતુ=મગજને ખબર આપનાર તાંતણા

ચલનવલન=હાલચાલ

ઉત્સાહ=ઉમંગ

ઢીલા=કમજોર.

કંતાઇ=તવાઇ; સુકાઇ ગળી જાય=અશક્ત થઇ જાય છે.

જુઠા=અશકત; નકામા

સત્તા=જોર; શક્તિ

ઓજારૂપ=ભારે

ત્વરા=ઝડપ.

પોષણ=પુષ્ટિ; બળ

શરીર હલકું ફૂલ થાય છે=જાગૃતિ આવે છે

કલેજું=પેટમાંનો જમણી તરફનો એક ભાગ

બરોળ=પેટમાંની ડાબી બાજુની ગાંઠ; તલ્લી

ગુરદા=મૂત્ર પિંડો; પેડુમાં રહેલી પિશાબની ગાંઠો

મંદ=કમતાકાત; કમજોર

પુષ્ટિ=જોર. બળ.

દસ્ત=ઝાડો

ખુલાસે=સાફ.

અપચો=અજીરણ

કબજીઆત=ઝાડાનું રોકાણ.

નિર્થક=નકામા
ધોડા=તરંગો; ખોટા બુટ્ટા
ધસધસાટ=જોઇએ તેવી
નિરૂધમી=ઉધોગ વગરના
વીતેછે=ખમવું પડે છે
ચહેરો=શિકલ
લાલી=લાલાશ; તેજ
વદન=મુખ; મોં
નિસ્તેજ=ફીકું; તેજ વગરનું
પથારીવશ=માંદો; બિમાર
તાલીમબાજ=પહેલવાન
મગદળ=હાથ કસરતનું એક સાધન
બનેટી=બે છેડે ગર્દાવાળી કસરતમાં વપરાતી લાંબી સાંકડી.
દંડ=બે હાથ ને બે પગ જમીન સાથે ટેકી શરીરને ઉંચું નીચું કરવાની જે કસરત તે

વિનોદ=આનંદ; રમત ગમત
શિક્ષણ=કેળવણી
નજર બેસે છે=ધ્યાન ચોંટે છે.
સંજોગ=વખત.
આંખમીચીને=વગર વિચારે; ધણી
હદ=સીમા

પાઠ ૪૯.

પરોપકાર=(પર+ઉપકાર) પારકાનું ભલું કરવું તે; પરકલ્યાણ
પુણ્ય=ધર્મનું કામ.
પાપ=અધર્મનું કામ
ઇત્યાદિ=વગેરે.
અનહદ=(અન+હદ) ધણોજ
વિદ્યાલય=ભણવાનું ઠેકાણું
રૂચે=ગમે; પસંદ પડે.
ભલમસાઇ=ભલાઇ
કુશળતા=હોશિયારી

લોકોપકાર=(લોક+ઉપકાર)=લોકોનું ભલું
વૃત્તિ=ઇચ્છા
મરણ શય્યા=મરણ પથારી
ભારે=મુશ્કેલીવાળા
ગજું=શક્તિ
ધસાવું=ખરચવું.
સાંકડું મન=બખિલાઇ
દાખલો=દૃષ્ટાંત; ઉદાહરણ
લોક કલ્યાણનો માંડવો રચે=પરોપકારનાં કામ કરે
અહિત=નુકસાન; હાનિ

પાઠ ૫૦.

વનદેવતા=વનની દેવી
ભગવતી=પવિત્ર માનવંતી સ્ત્રી
આત્રેયી=અત્રિ ઋષિની પુત્રી.
સમાગમ=મુલાકાત; મેળાપ
પાવન થાઉં છું=પવિત્ર

થાઉં છું

દંડકારણ્ય=નર્મદા અને ગોદાવરી નદી વચ્ચેના પ્રદેશોમાં આવેલાં વનો.

પ્રવાસ=મુસાફરી

વિઘ્ન=હરકત; અડચણ.

કાળજાં ઠરે છે=મન સંતોષ પામે છે.

સંસ્કાર=નામ પાડવું, વાળ ઉતારવા, જનોઈ દેવી વગેરે ધર્મ ક્રિયા

ગ્રહણ કરવે=સમજવાને

વિમળ=સ્વચ્છ; નિર્મળ

સુબિંબ=સારૂં પ્રતિબંબ

ઠીંકરી=નાનું ઠીકરૂં

વજ્રપાત=સખત દુઃખ

અરૂંધતી=વસિષ્ઠની સ્ત્રી (એ સપ્ત ઋષિની સેવામાં હમેશ રહે છે.)

રઘુકુળ=રામનો વંશ

મોટા=વડા.

ઋષ્યશૃંગ=શૃંગમુનિ; દશરથના જમાઇ

સુની=ખાલી

વજ્ર=ઇંદ્રનું હથિયાર.

કોમળા=કોમળ

મહાત્મા=મોટા પુરુષ.

વાસંતી=વનદેવીનુંનામછે

અગસ્ત્ય=એ નામના ઋઋષિ; વરુણ ને ઉર્વશીના પુત્ર છે.

વાલ્મીકી=એ નામના ઋષિ; રામાયણના કર્તા

ગુરુજી તો બુદ્ધિવાન અને ઠોઠ એ બનેને એક જ રીતે શીખવે છે, તે ગુણીને સમજવાની શક્તિ આપતા નથી; તેમજ ઠોઠની કોઇ દિવસ ઓછી પણ કરતા નથી; તોપણ પરિણામે મોટો ફેર જરૂર નજરે પડે છે. જેમ સ્વચ્છ મણિમાં જેવું સારૂં પ્રતિબંબ પડે છે, તેવુ ઠીકરામાં પડતું નથી. (મતલબ કે બુદ્ધિવાન અને જડમાં મોટો ફેર નજરે પડે છે)

વજ્રથી પણ ઘણા કઠણ અને ફૂલથી પણ ઘણા કોમળ એવા મહા પુરુષના મનને અહા! કોણ જાણી શકે? (મતલબ કે કોઇ જાણી શકે નહિ)

## પાઠ પર

પંચાંગ=ટીપણું; જેમાંથી તિથિ, વાર, તારીખ નક્ષત્ર, યોગ, કરણ, વગેરે માલમ પડે છે તે

શક=વર્ષ; સાલ

વિક્રમ=ઉજ્જૈનનો પરમાર વંશનો રાજા.

શાલિવાહન=પૈઠણ નગરીનો રાજા.

હીજરીસાલ=મહંમદ પેગબંર મક્કેથી મદીને

જતા રહ્યા ત્યારથી ગણાતું મુસલમાની વર્ષ
પારસી સાલ=યજદેજરદી વર્ષ.
સંવત=વર્ષ.
પૈઠણ=ગોદાવરી નદીને કાંઠે શહેર છે.
વેતાળ=ભૂતની એક જાત: પિશાચનો રાજા
અભિષેક=નવા રાજાને ગાદીએ બેસાડતી વેળા દૂધ પાણી વગેરેની ધારા મંત્રો બોલીને કરવામાં આવે છે તે

## પાઠ પર

સદાકાળ=હંમેશાં.
રસ્યું=ગીલીટ ચઢાવ્યું
લહેર=ખુમારી
ભંગડ=ભાંગ પીનાર
ઝાંઝ=રીસ; ચીડ
ભાલો=એક શસ્ત્ર: વાંસની અંદર બેસાડેલું લોઢાનું કણું.
ખૂમરાણુ=ખુમાટા.
ઢાલ=બચાવ કરનારૂં ઢાંકણા જેવું હથિયાર.
નહાની=એવકુફી
વંશપરંપરા=પેઢીવરપેઢી
તરછોડી=ધિક્કારી
પરાણે=બળાત્કારે
દલીલ=કારણ: પુરાવા

## પાઠ પર

બારોટ=ભાટની એક જાટ
પસાયતું=ઇનામમાં આપેલી જમીન.
ઉર્મિ=ઉમંગ; એકાએક જે ઇચ્છા થઇ આવે તે
સંવાદ=સવાલ જવાબ. વાદવિવાદ.
ભોજ સમોવડ ભૂપ=ભોજ રાજા જેવો મોટો (વિધો-તેજક)
સમોવડ=સરખો
ઉત્તેજન=આશ્રય
ઉર્દું=મુસલમાનની
સિંહાસનબત્રીસી=બત્રીસ પુતળીઓએ કહેલી વાત
કડી=કવિતામાંનો ચાર ચાર અથવા બબ્બે ચરણનો ભાગ
કથે=કહે
સુડાબોતેરી=પોપટે કહેલી ૭૨ વારતા.
બધાથી સમજી શકાય તેવી ભાષા કવિતાની તૂક ને બધાથી સમજી શકાય તેવી વાત, વિવેક અને શિખામણ કહે તેજ એક કવિ માણસ છે.
રંજન=ખુશ.
રસ=લહેજત
પરદુ:ખભંજન=(પર+દુ:ખ+ભંજન) પારકાનું દુ:ખ દૂર કરનાર.
છપ્પા=૬ ચરણની કવિતા.

### પાઠ ૫૫

પ્રતિષ્ઠા=આબરૂ; મોટાઇ
મહાજન=મોટા માણસ: લોકનાં ટોળાં.
ડાઘુ=બાળવા જનાર: સ્મશાને જતા માણસ
રાજદ્વાર=રાજ કચેરી
સંભાષણ=વાતચીત; વાદવિવાદ
વિવાદ=સામસામા સવાલ જવાબ.
સત્પુરૂષ=સારા માણસ
ગામ ભેગા કરૂં=ગામમાં દાખલ કરૂં.
દીર્ઘસૂત્રી=કામમાં ઢીલ કરનાર માણસ; લાંબા તાંતણાવાળી; સુતરફેણી
વાંકીવાળી=ગુણમાં આડી: આકારમાં વાંકી
આચમન=જમણી હથેલીમાં થોડું પાણી લઇ પી જવું તે.
ભણ્યા પણ ગણ્યા નહિ=વિદ્યા શિખ્યા પણ અનુભવ કરતાં પણ આવડ્યો નહિ.
વિદાય કીધા=વળાવ્યા

### પાઠ ૫૬.

પેગંબર=(પેગામ=સંદેશો+બર=લાવનાર)=ઇશ્વરને ત્યાંનો સંદેશો લાવનાર.
હજરત=ઉંચો દરજ્જો ધરાવનાર મુસલમાનને બોલાવવામાં વપરાતો માન ભરેલો શબ્દ
ઇસ્લામ=આસ્થા
મૂર્તિપૂજક=(મૂર્તિ+પૂજક)=મૂર્તિને પૂજનાર
શ્રીમંત=(શ્રી+મંત)=પૈસાદાર
પ્રેમાળ=(પ્રેમ+આળ=વાળો)=માયાળુ
પુનર્લગ્ન=(પુનર્=બીજીવાર+લગ્ન)=ફરીથી પરણવું તે.
કાષ્ટપાષણ=લાકડાના ને પત્થર
નિયંતા=ચલાવનાર
અનાદિ(=અન્=નહિ+આદિ=શરૂઆત)=જેની શરૂઆત નથી તે
અનંત=(અન્+અંત)=પાર વિનાનો
ખુદા=પરમેશ્વર
પરિપક્વ=પાકા; મજબુત
વહી=જીબ્રાઇલ ફરેસ્તા ખુદાની તરફથી જે સંદેશો લાવેલા તે
અનુયાયી=સાથે અથવા પછવાડે ચાલનાર; સેવક; શિષ્ય.
તુચ્છકારી=ધિક્કારી
સહનશીલતા=શાતતા
સદુપદેશ=(સદ્+ઉપદેશ)=સારી શિખામણ.
વજનદાર=વક્કરવાળા.

અગ્રેસર=(અગ્ર+સર=જનાર)=મુખી; આગેવાન
પ્રાસાદિક=કૃપા ભરેલી; દૈવી
નિષ્કામ=સ્વાર્થ વિનાનો
ઘાટ=ઉપાય
પ્રપંચ=કાવતરૂં.
નિરૂપાયે=નાઇલાજે.
શસ્ત્ર=હથિયાર
પર્યંત=સુધી
પ્રસાર=ફેલાવો
ધર્મોપદેશક=ધર્મનો બોધ કરનાર
સુરાપાન=દારૂ પીવો તે
સામાજિક=સમાજને લગતી.
સિરિઆ=એશિઆઇ તુર્કસ્તાનના એશિઆમૈનરની દક્ષિણમાં પ્રાંત છે.
ઇસ્તંબુલ=યુરોપી તુર્કસ્તાનની રાજધાનીનું શહેર છે.
જાહોજલાલી=આબાદી
ક્ષણભંગુર=પલકમાં નાશ થાય એવો;નાશવંત
કુરાન=મુસલમાની ધર્મ પુસ્તક; મહમંદ પેગબર સાહેબની આજ્ઞા અને વચનોના સંગ્રહનું પુસ્તક.

**સવાલ**–ઇ. સ. ૫૭૧, ૬૦૯, ૬૨૨ને ૬૩૨ માં શું બનાવ બન્યો? પેગંબરસાહેબને મક્કાથી મદીને જવાનું કારણ શું? મહંમદ પેગંબર સાહેબે કયો ધર્મ ચલાવ્યો? એ ધર્મ માનનારા દુનિયામાં હાલ કેટલા માણુસ છે? મહમંદ પેગંબર સાહેબે શું ઉપદેશ કર્યો? અરબસ્તાન; ઇરાન. સ્પેન, મક્કા, મદીના, ઇસ્તંબુલ,બસરા,નકશામાં બતાવો.

**પાઠ ૫૭.**

ગ્રહણ કરવું=સ્વીકારવું; પાળવું.
દસ્તુર=મોબેદના ગોર
અહુરમઝદ=પારસી ધર્મ પુસ્તકમાં કહેલા પૃથ્વીના પેદા કરનાર અને પાલન કરનારનું નામ.
કસ્તી=પારસીની જનોઇ
સદરો=ટુંકી બાંહેનું મોટું પહેરણ
ધૂપ=સુગંધી ધુમાડો
અર્પણ=આપી દેવું તે; બળિદાન
લગનવિધિ=લગ્નક્રિયા
અગિઆરી=(સંસ્કૃત અગન્યાગાર ઉપરથી) (અગ્નિ=દેવતા+આગાર=સ્થળ)=પારસીઓના આતશ બેહેરામ પૂજ

વાની જગા; પારસી-
ઓનું દેવળ; (એમાં
પવિત્ર અગ્નિ એટલે
આતશ રાખે છે)
મોબેદ=પારસીઓનો
ગોર; અંધ્યારૂં

**સવાલ**–પારસીનો
મૂળ દેશ કયો? શા માટે
ઇરાન છોડવું પડયું?
દીવ બંદરથી પારસીઓ
કયાં કયાં ગયા? પાર-
સીઓનો ધર્મ સમજાવો.
પારસીઓનું જાત્રાનું
ઠેકાણું કયાં છે?

પાઠ ૫૮.

ગીઝની=અફગાનિસ્તા-
નનું મુખ્ય શહેર
ટક્કર લેવાનો=સામે
થવાનો
વીર=યોદ્ધા
ઉર્ફે=બીજે નામે; અથવા
પાણીપત=કુરૂક્ષેત્ર (હાલ
ત્યાં નાનું ગામ છે તે
પાનપત નામથી ઓ-
ળખાય છે)
થાણેશ્વર=જમના નદીપર
પંજાબમાં શહેર છે.
ભંગાણ=તૂટ; નાસાનાસ
મિટ્ટી દાણાદાણ=તદ્દન
પાયમાલી
મિટ્ટી દાણાદાણ કરી
નાખી=તદ્દન પાયમાલ
કરી નાખ્યાં; ઘણીજ
નઠારી દુઃખદાયક સ્થિ
તિમાં આણ્યા
ઘવાયો=ઘાયલ થયો
લાહોર=રાવી નદી પર
પંજાબનું મુખ્ય શહેર
છે. (એમાં લેફ્ટેનેન્ટ
ગવર્નર રહે છે.)
મનમાં ખટકયા કરતી=
મનમાંથી ભુલાતી નહિ;
વારંવાર યાદ આવતી.
હરણ કરવું=બળાત્કારે
લઇ લેવું
બેદીલ=નાખુશ
તુચ્છકારી=ધિક્કારી
જંગ=જબરી લડાઇ
બખતર=લોઢાની જાળી-
વાળો અંગરખો.
હેવાલ=વૃત્તાંત; બ્યાન
આશ્રિત=આસરો મેળ-
વી રહેનાર
શબ્દવેધ=શબ્દ કયાંથી
આવે છે તે પારખી
નિશાન તાકીને છોડ-
વામાં આવે છે તે.

**સવાલ**–મહંમદ ગીજની
કયાંનો પાદશાહ? એણે
હિંદપર કેટલી સ્વારી
કરી? સ્વારી કરવાનો
હેતુ શું હતો? પૃથુરાજને
ઓળખાવો. ઇ. સ.
૧૧૯૧ ને ૧૧૯૩ માં
શું બનાવ બન્યો? મહ-
મદ ઘોરીએ હિંદુ-
સ્તાનપર સ્વારી કરી ત્યારે
રજપૂતોના કયાં કયાં
મુખ્ય રાજ્યો હતાં?

## પાઠ ૫૯.

જડ=મૂળ
યશસ્વી=કીર્તિમંત; નામાંકિત
બેશક=(બે+શક)=નક્કી
તેજસ્વી=પ્રકાશીત
હેરાનગતિ=દુઃખ
લખાણ=લેખ; દસ્તાવેજ
તગાવી=સરકારે ખેડુતોને ધીરેલાં નાંણાં
દસ્તાવેજ=લેખ; લખાણ
બંધ=પાણીનું રોકાણ કરવાને બાંધેલા પુસ્તા
મદ્રેસા=પાઠશાળા; વિદ્યાલય
સરાઓ=વટેમાર્ગુઓને ઉતરવાની ધર્મશાળાઓ
પડતર=પડી રહેલી
ખેડાણ=ખેતી
બીનરોજગારી=(બીન=વિના+રોજગાર+ઇ) નિરૂધમી
દયાભાવ=રહેમ દીલી; દયાની લાગણી
કનડતો=હેરાન કરતો
કાબેલ=હોશિયાર; પ્રવીણ

**સવાલ**—તઘલખ વંશ ક્યાંથી ક્યાં સુધી કેટલા વર્ષ ચાલ્યો? ફિરોજશાહની મા રજપુતાણી હતી છતાં મુસલમાન સાથે પરણવાનું શા માટે કબુલ કર્યું? ફિરોજશાહનાં લોકોપયોગી કામ ગણાવો.

## પાઠ ૬૦.

તૈમુર=સમરકંદનો મોગલ બાદશાહ
પક્ષ=તરફેણ
ખુનરેજી=કતલ
સમરકંદ=રૂશિઆઇ તાર્તરીમાં શહેર છે (એમાં તૈમુરની કબર છે)
અસ્તવ્યસ્ત=છિન્ન ભિન્ન
અતિશયોક્તિ=હોય તેના કરતાં અતિશય વધારીને જે કહેવું તે
દરમિઆન=અરસામાં; વચમાંના વખતમાં
કૂચકરવી=લશ્કરનો મુકામ ઉડાવી આગળ જવું
મીરત=આગ્રા ને અયોધ્યાના સંયુકત પ્રાંતમાં લશ્કરી છાવણીનું શહેર છે.
હરદ્વાર=ગંગા નદીપર જાત્રાનું ધામ છે.
અરાજ્ય=(અ+રાજ્ય)=અંધેર; રાજા વગર

**સવાલ**—ઈ. સ. ૧૩૯૫ ને ૧૩૯૮ માં શું બનાવ બન્યો? તૈમુરની ટુંક હકીકત કહો.

## પાઠ ૬૧.

યુદ્ધનીતિ=લડાઇ કરવાની રીત
રાજનીતી=રાજ ચલાવવાની રીત
અકબર=બાબરના દીકરા

હુમાયુનો પુત્ર (એનો જન્મ ઉમરકોટમાં ઇ. સ. ૧૫૪૨માં થયો હતો.)
ઠેરઠેર=ઠામ ઠામ.
પઠાણ=મુસલમાનની એક જાત.
અલગા=આઘા.
બેદીલી=નાખુશી.
કાયમ=અચળ
રાજ્યાધિકાર=રાજસત્તા
લગામ=દોર; સત્તા
આચકો ખાવો=પાછા હઠવું
સન્માન=સત્કાર
ધર્મમંદિર=દહેરું; દેવસ્થાન
દીર્ઘદૃષ્ટિ=લાંબી નજર
ઝનુની=ઉશ્કેરાયલો
જજીયા વેરો=માથા વેરો; માણસ દીઠ વેરો
કાયસ્થ=હિંદુની એક જાત
મહેસુલખાતું=જમાબંધી ખાતું
આઇન અકબરી=અકબરના કાયદાનું પુસ્તક
અબુલફજલ=અકબરનો વડો પ્રધાન
વિધવાવિવાહ=પુનર્લગ્ન
થાળે પડયું=શાંત પડયું; અંધેર મટયું.
અનુપમ=જે બીજા કોઇની સાથે સરખાવી ન શકાય તે; સર્વોત્તમ
મીર અદલ=મુખ્ય ન્યાયાધીશ.
કાજી=કુરાન પ્રમાણે ઇન્સાફ કરનાર.

**સવાલ**—અકબરની કારકિર્દીનું વર્ણન કરો. અકબરે કયા કયા પ્રાંતો જીત્યા? અકબરે કયા કયા સુધારા દાખલ કર્યા?

## પાઠ ૬૨.

હલદીઘાટ=અરવલી પર્વતનું મેદાન
તુર્ક=મુસલમાનની એક જાત.
ભેટો=મેળાપ; મુલાકાત
દેહરક્ષક=શરીરનું રક્ષણ કરનાર
વારસ=મરણ પછીનો હકદાર.
ઉન્મત=તોફાની
કતલ=કાપાકાપી
જખમ=ઘા
એકત્ર=એકઠા.
અણીની વખત=બારીક વખત
જમાવ=ભીડ; ટોળું
દાખવી=બતાવી
ગ્વાલીઅર=મધ્ય હિંદ એજન્સિમાં સિંધીઆની રાજધાનીનું શહેર છે
પદભ્રષ્ટ=(પદ+ભ્રષ્ટ)=ગાદી પરથી ઉઠાડી મૂકેલો
રણભૂમિ=લડાઇની જગા

સર્વત્ર=બધે
તંગ=ઘોડાનો બંધ
પુંઠળ ફરી=પાછળ ફરી
ચબુતરો=ચોતરો.
સ્વામીભક્તિ=ધણીપર પ્રેમભાવ
**સવાલ**—પ્રતાપની બહાદુરીનું વર્ણન કરો.

**પાઠ ૬૩.**

સર ટામસરો=જહાંગીરના રાજ્યમાં ઈંગ્લાંડથી આવેલા વકીલ.
છૂટથી=મરજી મુજબ
જહાંગીર=(જહાં=દુનિયા+ગીર=જીતનાર)=દુનિયા જીતનાર
કોલકરાર=સરતપટા; ઠરાવ.
હેવાલ=વૃત્તાંત; બયાન
આગતાસ્વાગતા=પરોણાચાકરી
જડતી=તપાસ
માનમરતબો=આબરૂ અને મોટાઈ
ગણના=ગણુતરી
બરાનપુર=તાપી નદીને કાંઠે મુસલમાનની વસ્તીનું શહેર છે. (અહીંનાં શેલાં ને સાલ્લા વખણાય છે.)
ચિતોડ=મેવાડની જુની રાજધાનીનું શહેર છે.
અજમેર=રજપુતસ્તાન માં શહેર છે
બંદોબસ્ત પડી ભાગવા માંડયો=ગેરબંદોબસ્ત થવા લાગ્યો
ઇજારો=કંટ્રાકટ
ધરવટ=પોતીકાવટ; ભાઈચારો
ઠઠ્ઠા મશ્કરી=ટોળ ટપ્પા
સારા અંતઃકરણવાળો=શુદ્ધ મનનો
શોખ=ઇચ્છા
દાદ=ફરિયાદ
તુલા=એક પાસે પુરુષ અને બીજે પાસે કીમતી ધાતુ કે જવાહીર મૂકી તોલ કરવાની ક્રિયા
કનાતો=તંબુની કપડાની ભીંત
ખટપટ=કપટ
નુરજહાં=(નુર=તેજ+જહાં=દુનિયા)=દુનિયાનું તેજ (એવું નામ પાડવાનું કારણ એ કે એ ઘણીજ ખુબસુરત હતી.) જહાંગીરની બેગમ
ફરમાન=હુકમ
**સવાલ**—સર ટામસરોને ઓળખાવો. સર ટામસરોએ જહાંગીરના રાજ્ય વિષે શું લખ્યું છે?

**પાઠ ૬૪.**

જાહોજલાલી=દબદબો; આબાદી
મયુરાસન=(મયુર=મોર

+આસન=બેઠક)=મોરના આકારની બેઠક; તખ્તે તાઉસ એમાં હીરા, માણેક, મોતી વગેરે રત્નો જડાવ્યાં હતાં તેની કિંમત ટેવર્નિઅર નામના યુરોપી ઝવેરીએ સાડા છ કરોડની કરી હતી

ભવ્ય=મોટું; સુંદર

રાજચિન્હ=રાજા તરીકેની નિશાની

દિવાની=લેણદેણસંબંધી

ફોજદારી=ચોરી, ખુન, મારામારી વગેરે સંબંધી

એલચી=વકીલ

હાજરી=તપાસ

તખ્તે તાઉસ=મયૂરાસન

ગજ=લોઢાનો સળીઓ

ચોફુલીઆં=ચાર ફુલ

ભાથા=તીર રાખવાની કોથળીઓ

ઝાલર=ઝુલતી કોર; ઝુલ

તાજમહેલ=મહેલનું નામ છે. (એ મહેલ શાહજહાંએ પોતાની બેગમ મુમતાજ બેગમની યાદગીરી માટે આગ્રામાં બંધાવ્યો હતો. એના જેવી સુંદર ઇમારત દુનિયામાં બીજી નથી)

વેનિસ=ઇટાલીમાં આડ્રિઆટિક સમુદ્રપર બંદર છે

**સવાલ**—શાહજહાંને ઓળખાવો. ટેવર્નિઅરે શાહજહાં પાદશાહની જાહોજલાલીનું વર્ણન કર્યું છે તેપરથી આપણને શું ભાન થાય છે? મયૂરાસન અને તાજમહેલ વિષે જે જાણતા હો તે લખો. મયૂરાસન કોણ લૂટી ગયું?

**પાઠ ૬૫.**

શિવાજી=મરાઠી રાજ્યનો સ્થાપનાર (એ શાહજી ભોંસલેનો પુત્ર થાય એનો જન્મ પુના પાસેના જુન્નર ગામમાં ૧૬૨૭માં થયો હતો.)

ઔરંગઝેબ=શાહજહાંનો ત્રીજો પુત્ર; આલમગીર.

ઝનુન=જુસ્સો; આવેશ.

વિષમ=ઉલટાં; નઠારાં; કઠણ.

કુમક=મદદ; આશરો

ધક્કો=હાનિ; નુકસાન

પ્રસંગ=સંબંધ; ઓળખાણ

વિજાપુર=દક્ષિણ મહારાષ્ટ્ર પ્રાંતમાં શહેર છે.

સામેલ=દાખલ

રસ=ઉમંગ; મઝા

ફંડો=ઘણોજ.

છુટકારો=છુટકો

ઇચ્છા=ઇચ્છા; મરજી

અહમદનગર=મહારાષ્ટ્ર-માં સીના નદીપર શહેર છે

છાપો મારી=હલ્લો કરી

કિલ્લેદારો=કિલ્લાની ચોકી કરનારાઓ

વિષ્ટિ=સલાહનું કહેણ

બાબુલ=દરવાજો

બાબુલમક્કા=મક્કાનો દરવાજો; સુરત

સુરત=આગ્રહથી વળગી રહેનાર

સર કર્યા=તાબે કર્યા

ધર્માંધ=( ધર્મ+અંધ ) =પરધર્મની નિંદા કરનાર; પોતાનો ધર્મ ખરો માનનાર.

નજરકેદ=આસનકેદ

કદ્દો=ખરો

અણવિશ્વાસ=અપતીજ

મંત્રી મંડળ=પ્રધાન મંડળ

નિષ્ઠા=આસ્થા; શ્રદ્ધા

વિગ્રહ=લડાઇ; ઝઘડો

**સવાલ**—મરેઠી રાજ્ય સ્થાપનાર કોણ? શિવાજી દિલ્હીથી કેવી યુક્તિ કરી નાસી ગયો? શિવાજીનું ટુંક વૃત્તાંત લખો.

## પાઠ ૬૬.

ધન=નક્કર

શોધ=તપાસ; ખોળ

ઉપગ્રહ=મુખ્ય ગ્રહની આસપાસ ફરનારો નાનો ગ્રહ

નરી=એકલી; ખુલ્લી

ગતિ=શક્તિ

ધરી=પૃથ્વીના મધ્ય બિંદુમાં થઇને ઉત્તર દક્ષિણ જે કલ્પિત રેખા જાય છે તે

કક્ષા=ગ્રહોને સૂર્યની આસપાસ ફરવાનો માર્ગ.

દુરબીન=આઘેની વસ્તુ જોવાનું કાચનું યંત્ર.

સૂર્યમાળા=સૂર્ય, નાના મોટા ગ્રહો, તેમના ચંદ્રો, ખરતા તારા અને ધૂમકેતુઓ મળી થએલું મંડળ

**સવાલ**—સૂર્યની આસપાસ કોણ કોણ ફરે છે? સૂર્યમાં કેટલી ગરમી છે? સૂર્ય જે પદાર્થોને ગરમી તથા તેજ આપે છે, તે પદાર્થો કેવાં રૂપનાં હોય છે? ગ્રહ એટલે શું? ગ્રહ શાથી ઓળખાય છે? બધા મળી મુખ્ય ગ્રહો કેટલા છે અને તે કયા કયા? સૂર્યથી ઘણો પાસે તેમજ ઘણોજ આઘે કયો ગ્રહ છે?

સૂર્યથી પૃથ્વી કેટલી દૂર છે? દુરબીનની મદદથી કયા ગ્રહો શોધી કાઢ્યા છે? કયા ગ્રહનું તેજ વધારે છે? કયા કયા ગ્રહોને ચંદ્રો છે અને તે કેટકેટલા છે? બધા ગ્રહોમાં સૌથી મોટો તેમ સૌથી નાનો ગ્રહ કયો છે? મુખ્ય ગ્રહ સિવાય બીજા નાના કેટલા ગ્રહો છે અને તેઓ કયા છે? ગ્રહોને કેટલી ગતિ છે અને તે કઇ કઇ? ગ્રહો કઇ દિશામાંથી કઇ દિશામાં ફરે છે? સૂર્યની આસપાસ ગ્રહને ફરવાના માર્ગને શું કહે છે? યુરેનસ અને નેપ્ચ્યુન કોની આસપાસ ફરે છે? ગ્રહો તથા ચંદ્રોને પોતાનુંજ તેજ છે કે નહિ? અને નહિ તો શાથી પ્રકાશે છે? કલકત્તાના સંગ્રહસ્થાનમાં કેવા તારા રાખ્યા છે? ખરતા તારા કોની આસપાસ ફરે છે? ધુમકેતુ કોની આસપાસ ફરે છે? તેમનો ફરવાનો કાળ કહો. સૂર્યમાળા એટલે શું?

પાઠ ૬૭.

ધ્રુવનો તારો=સ્થિર તેજનો તારો

તેજસ્વી=પ્રકાશિત

મર્યાદા=હદ; સીમા

ક્ષિતિજ=જે ઠેકાણે આકાશ અને પૃથ્વી મળી ગએલી દેખાય છે તે

ગોળાર્ધ=(ગોળ+અર્ધ)=અર્ધોગોળ

નક્ષત્ર=તારામંડળ (નક્ષત્ર ૨૭ છે)

ઝુમખાં=જથા

સપ્તર્ષિ=સાત તારાનું મંડળ

લુબ્ધક=અતિ તેજસ્વી તારો

ધ્રુવ=જે કલ્પેલી ધરી ઉપર પૃથ્વી પશ્ચિમથી પૂર્વ તરફ ફરે છે તેનો ઉત્તર દક્ષિણ એકેકો છેડો

આકાશગંગા=રાતે આકાશમાં પ્રકાશની ધોળી પટી દેખાય છે તે

ધુમસ=ધુમાડા જેવી વરાળ

**સવાલ**—તારા અને ગ્રહોનો તફાવત કહો. ક્ષિતિજ એટલે શું તે સમજાવો. તારાઓ કઇ દિશામાંથી કઇ દિશામાં જાય છે?

ધ્રુવ તારા કેટલી જાતના છે? દક્ષિણ ધ્રુવ તારો આપણને કેમ દેખાતો નથી? અસલના લોકોએ તારાને ઓળખવા માટે શું કીધું? ધ્રુવનો તારો શોધી કાઢવાની સહેલી રીત કહો. તારાના વર્ગ શા આધારે પાડયા છે? પહેલા વર્ગમાં અતી તેજસ્વી તારો કયો છે? તારાના રંગ કેવા કેવા હોય છે? નરી આંખે કયા નક્ષત્રો દેખી શકાય છે? છેક પાસેનો તારો કેટલો દૂર છે? આકાશગંગા એટલે શું તે સમજાવો.

## પાઠ ૬૮.

અક્ષાંશ=વિષુવવૃત્તથી ઉત્તર કે દક્ષિણમાં કોઇ જગાનું જે અંતર તે.

રેખાંશ=કોઇ મુકરર કરેલા રેખાંશવૃત્તથી પૂર્વ કે પશ્ચિમમાં કોઇ જગાનું જે અંતર તે

બિંદુ=ઝીણું ટપકું

પ્રત=નકલ

કલ્પના=અટકળ; ધારણા

વિષુવવૃત્ત=પૃથ્વીના ગોળાપર મધ્યમભાગે જે પૂર્વ પશ્ચિમ ફરતી આડી લીટી દોરેલી હોય છે તે.

અક્ષાંશવૃત્ત=વિષુવવૃત્તથી સરખે અંતરે ઉત્તર દક્ષિણમાં જે આડી લીટીઓ દોરેલી હોય છે તે.

વર્તુળ=ગોળ.

રેખાંશવૃત્ત=વિષુવવૃત્તને કાટખુણે છેદીને બંને ધ્રુવમાં થઇને જાય એવું મહદ વર્તુલ

**સવાલ**—કોઇ પણ બિંદુ સપાટીના કયા ભાગમાં છે તે આકૃતિ કાઢી સમજાવો. નકશામાં આડી ઉભી લીટીઓ શા માટે દોરેલી હોય છે? એક નકશા ઉપરથી બીજો પાડવાનો સુગમ ઉપાય કહો. ગોળાપર નકશો પાડવાની રીત સમજાવો. વિષુવવૃત્ત, અક્ષાંશવૃત્ત, અક્ષાંશ અને રેખાંશની વ્યાખ્યા આપી સમજાવો. અક્ષાંશ વધારેમાં વધારે અને ઓછામાં ઓછા કેટલા હોય છે? અક્ષાંશના પ્રકાર કેટલા

છે અને કયા કયા? પૃથ્વીના ગોળા પર અમદાવાદ કયે સ્થળે છે એ નક્કી કરવામાં કઇ કઇ બાબતો જાણવી જોઇએ? રેખાંશ અને રેખાંશવૃત્તની વ્યાખ્યા કહો. રેખાંશ કેટલી જાતના છે ને તે કયા કયા? સૂર્યનો પ્રકાશ દર કલાકે કેટલો આગળ વધે છે અને તે તમે શાથી જાણ્યું? અમદાવાદ અને મુંબાઇમાં સૂર્ય કયારે ઊગે છે એ આપણે બરાબર જાણતા હોઇએ તો એ બે જગા વચ્ચે કેટલાં રેખાંશનું અંતર છે એ શી રીતે જાણી શકાય? અક્ષાંશ અને રેખાંશનો ઉપયોગ કહો.

**પાઠ ૬૯.**

ત્રાંસો=તિરકસ
નિયમિત=મુકરર
મોન્સુન=મોસમ
વાવાઝોડું=પવનનું તોફાન
આંધી=જે પવનથી આકાશ ધૂળ વડે છવાઇ જાય તે પવન
વંટોળીઓ = ભમરાની પેઠે કુંડાળા ફરતો જોરમાં છૂટેલો પવન.
વ્યાપારવાયુ = વેપારને માટે અનુકૂળ આવે એવો પવન

**સવાલ**—ધુમાડો સીધો ન જતાં ત્રાંસો જાય છે, આગ લાગે ત્યારે પવન છુટે છે તેનું કારણ શું તે સમજાવો. સૂર્યના તાપથી પવન ઉત્પન્ન થાય છે તે દાખલો આપી સમજાવો. દરીઆ કિનારે રોજ નિયમિત વા કેટલા પ્રકારનો વાય છે? જમીન તપે છે તેટલું પાણી તપતું નથી તેનું કારણ શું? સમુદ્ર તરફથી જમીન તરફ અને જમીન તરફથી સમુદ્ર તરફ વા કયે વખતે વાય છે અને તેનું કારણ સમજાવો. વ્યાપારવાયુ વિષુવવૃત્તથી ઉત્તર તથા દક્ષિણમાં કેટલા અક્ષાંશ સુધી વાય છે અને તેનું કારણ કહો. મોન્સુન વા કયા કયા દેશોમાં વાય છે? હિંદુસ્તાનમાં ઘણો તાપ કયારે પડે છે અને તે પડવાનું કારણ સમજાવો. હિંદુસ્તાનમાં વરસાદ કયા ખુણા-

માંથી આવે છે અને તે ખુણામાંથી આવવાનું કારણ કહો. શિઆળામાં વા કયા ખુણામાંથી વાય છે અને તેનું કારણ સમજાવો. અનેક જાતના વા ઉત્પન્ન થવાનું કારણ શું? અને તે વા કયા કયા તે કહો.

**પાઠ ૭૦.**

રંદો=લાકડું સાફ કરવાનું હથિયાર
કદ=આકાર
મુરમ=એક જાતના કાંકરા; મરડીઆ કાંકરા
રેતાળ=રેતીના પત્થરની બનેલી
નદીનું પાત્ર=નદીને વહેવાનો માર્ગ.
બખોલ=ગુફા; ખો
ગેરસપ્પા=કાનડા જિલ્લાના હોનાવર તાલુકામાં ગામ છે ત્યાંથી ૨૮ મૈલ છેટે કોડકણી ગામ પાસે આ ધોધ છે
સારાંશ=(સાર=મતલબ અંશ=ભાગ) મુખ્ય મતલબ
શુળપાણિ=નર્મદા નદી પર એ નામની જગા છે.

**સવાલ**—પૃથ્વીપર કયા કયા રંદા હંમેશા ફર્યા કરે છે કે જેથી જમીન ઘસાઇ જાય છે? ખડકનો ભૂકો શી રીતે થાય છે તે સમજાવો. ચુનાના પત્થર તથા આરસપહાણ જલદીથી શા કારણથી ઘસાઇ જાય છે? જમીન, ખડક અને ડુંગરો શાથી ઘસાઇ જાય છે? રેતાળ, ધોળી અને રાતી જમીન થવાનું કારણ કહો. મુંબઇ ઇલાકામાં લાલ માટી કયાં ઘણી જોવામાં આવે છે? રેતી શી રીતે બને છે? નદીના પાણીમાં જમીન ખોદવાની શકિત શા કારણથી વધારે છે? મુંબઇ ઇલાકામાં કયા કયા પ્રખ્યાત ધોધ છે? સમુદ્રમાં ખડક શી રીતે બનતા હતા?

**પાઠ ૭૮.**

ભૂતળ=દેશની સપાટી, નદી, નાળાં, પર્વતો વગેરે સંબંધી હકીકત
ભૂતળ રચના=દેશની સપાટીની તથા નદી નાળાં પર્વતો વગેરેની જે રચના તે.
હિમાલય=(હિમ=બરફ+આલય=ઠેકાણું)=બરફનું ઠેકાણું
નદ=મોટી નદી
રણ=રેતીનું મેદાન
ખાળે=અટકાવે
અટકાવ=રોકાણ

| | | |
|---|---|---|
| સમધાત=સરખી; મધ્યમ સર; ઘણી ગરમ તેમજ ઘણી ઠંડી નહિ એવી | કદાવર=શરીરે પુષ્ટ | કમજોર=નબળા |
| માફકસર=જોઇએ તેવી | ભિનાશ=ભેજ; શરદી | ખાનપાન=ખોરાક ને પાણી |
| સાહસિક=હિંમતવાન | કસરીઆ=કરકસરથી કામ કરનાર | નળિએરી=નળિઆનાં |
| | કસ=રસ | પ્રમાણ=માપ |

**સવાલ**--હિંદુસ્તાનની લંબાઇ પહોળાઇ કયાંથી કયાં સુધી કેટલી છે? દુનિયામાં સૌથી ઉંચો પર્વત કયો છે? હિમાલય નામ પડવાનું કારણ શું? હિંદુસ્તાનમાં ઉંચા પર્વતોની હારો ગણાવો. હિંદુસ્તાનમાં મોટામાં મોટી નદી, રણ અને જંગલો કયાં છે અને તે કયા કયા છે? હિંદુસ્તાનમાં તાપ વધારે પડવાનું કારણ કહો. ઉત્તરના ઠંડા ને સુકા પવનને કોણ અટકાવે છે? દક્ષિણના ગરમ અને ભેજવાળા પવનને એવો અટકાવ છે કે નહિ? કોકણમાં વરસાદ વધારે અને ઘાટની પેલી તરફ ઓછો થવાનું કારણ શું? ગરમી કયાં ઓછી લાગે? કોઇપણ પ્રદેશની હવા જાણવા માટે કયા ચાર કારણો ધ્યાનમાં રાખવાં? ગુજરાતના દક્ષિણ ભાગની હવા તથા તેની લોકો-પર કેવી અસર છે તે કહો. ઉત્તર ગુજરાત, સિંધ અને રજપુતસ્તાનની હવા તથા તેની લોકોપર અસર કહો. પશ્ચિમઘાટ, મદ્રાસ ઇલાકો, બંગાળા પ્રાંત, મધ્યહિંદ અને પંજાબની ભુતળ રચના તથા તેની લોકોપર શી અસર છે તે કહો. જુદા જુદા ભાગોની હવા જુદી જુદી છે તેથી ત્યાંના લોકોમાં શી બાબતમાં ફેર છે તે કહો. અને તે ફેરફાર ગણાવો.

| | | |
|---|---|---|
| પાઠ ૭૮. | જવાના | લોઢાની સડક=રેલવે |
| વહેવારા = આવવા | અમલ=સત્તા; રાજ | ગવર્નર જનરલ=ગવ- |

નેરોનો ઉપરી.
ખુલ્લો મુકાએલો છે=વપરાસમાં આવે છે
પેશાવર=વાયવ્ય સરહદ પ્રાંતનું મુખ્ય શહેર (એ મોટું લશ્કરી અને વેપારી મથક ખૈબર ઘાટને નાકે આવેલું છે.)
અનુક્રમે=એક પછી એક
દર=ભાવ
ઉપલાણે=ઉપરની બાજુએ.

**સવાલ**—હિંદુસ્તાનમાં વહેવારના મુખ્ય કેટલા રસ્તા છે અને તે કયા કયા? કઇ કઇ મોટી કેટલી સડકો કયાંથી નીકળી કયા મોટાં શહેરોમાં થઇ જાય છે તે કહો. હિંદુસ્તાનમાં લોઢાની સડક કયા સનમાં નંખાઇ અને તે વખતે ગવર્નર જનરલ કોણ હતા અને તે કયાંથી કયાં સુધી નંખાઇ? હાલ કેટલા મૈલની રેલવે બંધાઇ છે? મુંબઇથી પેશાવર, દિલ્હી અને મદ્રાસ કેટલા દૂર છે? આગગાડીને રસ્તે ઉપલા શહેરોમાં જતાં કેટલા દિવસ લાગે? સાદી સડકની મુસાફરી કરતાં આગગાડીની મુસાફરીમાં શા શા ફાયદા છે તે કહો. હિંદુસ્તાનના પશ્ચિમ તથા પૂર્વ કિનારાનાં મોટાં બંદરો ગણાવો. કરાંચી અને રંગુન વચ્ચે સમુદ્ર વાટે કેટલા મૈલનું અંતર છે? હિંદુસ્તાનની કઇ કઇ મોટી નદીઓમાં આગબોટ તથા વહાણો જઇ શકે છે? ગંગા નદીમાં કયાં સુધી આગબોટ તથા વહાણો જઇ શકે છે? કોચીન, ત્રાવણકોર અને મલબાર કાંઠાની થડમાં કેવાં સરોવર છે?

પાઠ ૭૩.
પરમસ્નેહી = ઘણીજ પ્રીતિવાળા
રા. રા. = રાજમાન રાજેશ્રી
નમસ્કાર=પ્રણામ
વિશેષ=બીજું; વધારામાં
સુખરૂપ=ક્ષેમકુશળ
જહાજો=મોટાં વહાણો
ડક્કો=માલ ચઢાવવા ઉતારવા માટે બાંધેલો લાકડાનો ઘાટ
વેરાન=ઉજ્જડ; વસ્તી વગરનો
કાથો=નાળિએરની છાલ

માંડવી=કચ્છ પ્રાંતમાં બંદર છે (અહીંઆ દીવાદાંડી છે)

પોરબંદર=સુદામાપુરી; કાઠિઆવાડમાં બંદર છે

પ્રસિદ્ધ=જાણીતા

આયાત=પરદેશથી આવતો માલ

નિકાસ=બીજે દેશ જતો માલ

ગણુતરી=હિસાબ

ઉથલપાથલ=આપ લે

વરાવી=ઓળંગી

અનુકૂળ=માફક

પોર્તુગલ=યુરોપખંડની પશ્ચિમમાં દેશ છે.

ઇમારતી કાટ=ઇમારત બાંધવામાં વાપરવામાં આવતું લાકડું.

કોચીન=મદ્રાસ ઇલાકામાં દેશી રાજ્ય છે.

મિતિ=તિથિ

**સવાલ**—કરાંચી, માંડવી, પોરબંદર, મુંબઇ, રત્નાગીરી, ગોવા, કારવાડ, માંગલોર અને કોચીન એ શું છે અને કયાં છે અને ત્યાંથી કયો કયો માલ આયાત તથા નિકાસ થાય છે તે કહો. કરાંચીથી કોલંબો જતાં રસ્તે કયાં કયાં બંદરો આવે છે તે અનુક્રમે ગણાવો.

**પાઠ ૭૯.**

રંગુન=બ્રહ્મદેશનું મુખ્ય શહેર છે.

અર્થે=વાસ્તે; માટે

સિંકોના=એ નામનું ઝાડ છે એની છાલમાંથી કિવનાઇન બનાવે છે

માફક=અનુકૂળ

જાળ=ફાંટા

પોંડેચરી=મદ્રાસ ઇલાકામાં ફ્રેંચની રાજધાનીનું શહેર છે.

કમાવેલાં=પકવેલાં

છાછર=ઘણો ઉંડો નહિ તે

નેગાપટ્ટણ, મછલીપટ્ટણ, વિજાગાપટ્ટણ=મદ્રાસ ઇલાકામાં કોરોમંડળ કાંઠાપર બંદર છે.

ગંજામ=મદ્રાસ ઇલાકામાં બંદર છે.

ભાઠું=નદીના કાંઠાની રેતાળ જમીન

ચિતેગામ, આકિયાબ=બ્રહ્મ દેશના પશ્ચિમ કિનારા પર બંદર છે.

ખનીજ તેલ=જમીનમાંથી નીકળતું તેલ; કેરોસીન તેલ

ચિલ્કા=મદ્રાસ ઇલાકામાં ખારા પાણીનું સરોવર છે.

તેજી=માલની ઘણી આવ જા થાય તે

**સવાલ**—કોલંબોમાં બધા દેશોની આગબોટો શા માટે આવતી હશે? કોલંબોનો આયાત તથા નિકાસ માલ કહો. પોંડેચરી કોને તાબે છે અને તેમાં શેનાં કારખાનાં છે? મછલીપટ્ટણનો નિકાસ માલ કહો. વિઝાગાપટ્ટણથી કયો કયો માલ નિકાસ તથા આયાત થાય છે? ચિલ્કા શું છે, કયાં છે અને શાને માટે પ્રખ્યાત છે? કલકત્તા કઇ નદીના કાંઠાપર છે અને તે શાને માટે પ્રખ્યાત છે? કલકત્તા નામ પડવાનું કારણ શું? ચિતેગામ અને આકિઆબ બંદર કયાં છે અને ત્યાંથી કયો કયો માલ નિકાસ તથા આયાત થાય છે? તથા શું વધારે પાકે છે? એની હવા કોના જેવી છે? રંગુન કયાં છે. શું છે અને અહીંથી કયો માલ નિકાસ થાય છે?

**પાઠ ૭૫.**

વહીવટ=કારભાર

સંસ્થાન=દેશી રાજાનું રાજ્ય.

ક્ષેત્રફળ=લંબાઇ પહોળાઇનો ગુણાકાર.

પ્રતિનિધિ=બીજાને બદલે કામ કરવાને નિમાયલો અધિકારી; એજંટ; મુખત્યાર

સેક્રેટરી=કારભારી.

સંયુક્ત=જોડાયલા

હાઇકોરટ=મોટીઅદાલત

નીમણુક=ગોઠવણ

મંજુરી=પરવાનગી

હસ્તક=તાબે; હાથમાં

ઇંડીઆ ઓફિસ=હિંદની કચેરી.

વાઇસરોય=રાજાને બદલે નીમાયલો અધિકારી

**સવાલ**—હિંદુસ્તાનમાં નાનાં મોટાં સંસ્થાનો કેટલાં છે? બ્રિટિશ હિંદુસ્તાનના પ્રાંતો શા માટે કર્યા છે, બ્રિટિશ હિંદુસ્તાનના પ્રાંતોનાં નામ દો. સર્વથી મોટાં દેશીરાજ્યો ગણાવો. હિંદુસ્તાનનો મુખ્ય અધિકારી કોણ અને તેની નીમણુક કોણ કરે છે? વાઇસરાયને મદદ કરનારી સભામાં કેટલા સભાસદો હોય છે? અને દરેક સભાસદો કયા કયા ખાતાપર દેખરેખ રાખે છે? કયા કયા કામપર ગવર્નર જનરલ પોતે દેખરેખ રાખે છે? દરેક ખાતાનું કામ કરવા માટે કયો

અધિકારી નિમેલો છે અને તે કોના તાબામાં રહી કામ કરે છે? ગવર્નરો, લેફ્ટેનંટ ગવર્નરો, મુખ્ય કમિશ્નરો, અને રેસિડંટો બ્રિટિશ હિંદુસ્તાનના કયા કયા ભાગપર છે? મુખ્ય કમિશ્નરો અને કમિશ્નરોને કઇ સત્તા નથી? શહેનશાહના પ્રધાનની સત્તા નીચે કયાં કયાં કામો છે? હિંદના વજીરની ઓફિસ કયાં છે અને તે ઓફિસને શું કહે છે.

## પાંચમી ચોપડી ભાગ ૩ જા ના અર્થ.

**પાઠ ૭૬.**

વાતાવરણ=(વાત=વા આવરણ=ઢાંકણ)પૃથ્વીની આજુબાજુ વીંટાયલો વા

ગળે નહિ ઉતરે=મગજમાં નહિ ઠસે

પરપોટા=પાણીમાં વાને લીધે ઊઠી આવતા ફુક્કા

અવકાશ=ખાલી જગા; માર્ગ.

વાયુશોષક=વા ખેંચી લેનાર

સિદ્ધ=સાબિત; નક્કી

દળ=કદ; જાડાઇ

ટન=મુંબઇનો ૮૦ મણ; ૨૦ હંડ્રવેટ

ઠામ=વાસણ

અવસ્થા=સ્થિતિ; હાલત

પ્રાણવાયુ=ઓકિસજન

કોલગ્યાસ=કોલસામાંથી નીકળતો વાયુ

કાર્બોનિક એસિડ ગ્યાસ=કાર્બોન અને ઓકિસજન મળવાથી થયેલો વાયુ. એ ઝેરી છે.

**સવાલ**- હવા વિષે શું જાણો છો? વાતાવરણ એટલે શું તે સમજાવો. ખાલી વાસણમાં શું હોય છે? હવા હોય તો તે સાબિત કરી બતાવો. હવામાં ભાર છે એ વાત શાથી સાબિત કરી શકશો? આપણા દરેકના માથાપર વાતાવરણનો કેટલો ભાર

છે અને એટલો ભાર છે તોપણ આપણે છુંદાઇ જતા નથી તેનું કારણ શું ? હવા કેવો પદાર્થ કહેવાય ? હવા ઘન નથી તેમજ પ્રવાહી નથી તે સમજાવો. હવામાં મુખ્ય કયા કયા બે વા છે ? દીવો દેવતા બળવાને અને શ્વાસ લેવાને કયો વા ઉપયોગી છે ? ઓક્સિજન જો વધારે ઉપયોગી છે તો તેમાં બીજો વાયુ શા માટે ભેળવ્યો છે ? કોલગ્યાસ એટલે શું અને તે શી રીતે ઉત્પન્ન કરી શકાય ?

**પાઠ ૭૭**

અનુરૂપ=આબેહુબ; નકલે નકલ.
અડખે પડખે=આજુબાજુમાં
ખુંદી વળ્યો=ફરી વળ્યો.
પડઘો=સામો અવાજ
ઘોર=અવાજ; ધ્વનિ.
પડગમ=એક વાજીંત્ર.
પ્રતિધ્વનિ=(પ્રતિ+ધ્વનિ)=સામો અવાજ; પડઘો
ધડો=દાખલો
તોછડાઈ=હલકાઇ; અવિવેક.
સભ્યતા=સલુકાઇ; વિવેક.
જડ=નિર્જીવ
અદબ=માન; વિવેક.

**સવાલ**—પડઘો એટલે શું ? પડઘો શી રીતે થાય છે તે પ્રયોગથી સમજાવો. પડઘા ઉપરથી આપણે શું શિખામણ લેવી ?

## પાઠ ૭૭ મો દોહરો.

દુનિયામાં જડ વસ્તુ પણ આબેહુબ જવાબ આપે છે, કે ગરીબ હોય અથવા રાજા હોય તોપણ તેઓ જેવું બોલે તેવુંજ સાંભળે.

**પાઠ ૭૮**

જુનાજમાનાનો=અસલી વિચારનો.
ગોદી=વહાણને લાંગરવાની જગા; બાંધેલી ખાડી.
અજાયબ=તાજુબ.
ડામર=ખનીજટાર; જાડું કાળું પેટ્રોલ્યમ
તરંગ=તર્ક.
ગાઢનિદ્રા=ભર ઉંઘ
વિચિત્ર=નવાઈ જેવી

બીજોયુગ=ત્રેતાયુગ (યુગ ચાર છે સત્ય, ત્રેતા, દ્વાપર, કળિયુગ)
ફર્ન=નેતરના જેવો ભેજવાળી જમીનમાં થતો છોડ.
છાંદી લઇ=બંધ કરી
ટાર=કોલસામાંથી નીકળતો પ્રવાહી ડામર
કોલસાવાયુ=કોલગ્યાસ; જેના દીવા થાય છે તે ગ્યાસ
કાળાંતરે=વખત જતાં
ખાણીઆ=ખાણમાં કામ કરનાર મજુર.
ધાડ=આફત.

**સવાલ**—ખનીજ કોલસો શું શું ઉપયોગમાં આવે છે? કોયલા શી રીતે બન્યા હશે? કોલગ્યાસ શી રીતે બનાવે છે? ખનીજ અને સાધારણ કોયલાનો મુકાબલો કરો.

**પાઠ ૭૯**

ટગર ટગર=એકી નજરે; ધારીને
ચકલી=ચાવી
સેર=પાણીની ઉંચે ઊડતી ઝીણી ધાર.
સવેળા=વેળાસર.

**સવાલ**—લવજીએ ફુવારો ઉંચે ઊડે છે એ કેવી રીતે છોકરાને સમજાવ્યું તે તમે કહો. પાણીના કયા ગુણને આધારે ફુવારો ઊડે છે?

**પાઠ ૮૦**

પારો=એક જાતની સફેદ રંગની પ્રવાહી ધાતુએ ઠંડા મુલકમાં ઘનરૂપે હોય છે.
ગરમીમાપક યંત્ર=ગરમી માપવાનું યંત્ર; થર્મોમીટર
હિમબિંદુ=એ બિંદુપર પારો આવે ત્યારે પાણી ઠરી જાય છે
ઘટ્ટ=જાડો
એકત્ર=એકઠા.
વિસ્તાર પામે=ફેલાય
આંકા=નિશાન
માગ=અવકાશ

**સવાલ**—પારો શું છે? પારાનું રૂપ કેવું છે? પાણીથી કેટલા ગણો ભારે છે? એક વાસણમાંથી બીજા વાસણોમાં કયા ગુણને લીધે રેડી શકાય છે? હરકોઇ વસ્તુપર ગરમી અને ઠંડીની શી અસર થાય છે? પાણીને ગરમી અને ઠંડીની એકજ અસર થાય છે

કે જુદી જુદી? થર્મોમીટરમાં પાણી ન ભરતાં પારો ભરવાનાં ખાસ કારણ સમજાવો. થર્મોમીટરની કૃતિ સમજાવો. થર્મોમીટરમાં પારો શી રીતે ભરે છે? હિમબિંદુ ને ઉકળતા પાણીનું બિંદુ શી રીતે નક્કી કરે છે? થર્મોમીટર યંત્ર કેટલી જાતના છે? અને તે ત્રણમાં ફેર શું છે? તથા એ શું ઉપયોગમાં આવે છે? (થર્મોમીટર યંત્ર ત્રણ જાતના છે. સેન્ટીગ્રેટ, ફારનહાઈટ, અને રોમર. સેન્ટીગ્રેડમાં ૦ થી ૧૦૦, ફારનહાઈટમાં ૦ થી ૩૨ અને ૩૨ થી ૨૧૨, રોમરમાં ૦ થી ૮૦ અંશ હોય છે. ફારનહાઈટ વધારે ઉપયોગી છે કારણ કે હિમબિંદુ કરતાં ઓછી ગરમી એનાથી જાણી શકાય છે)

**પાઠ ૮૧.**

સ્પષ્ટ=ખુલ્લું
દાંડો=હાથો
પડદો=પડ; આંતરો
કાર્ય=કામ
બંબો=પાણી ઉંચું ઉડાડવાનો સંચો.
લાગ=તક

**સવાલ**—નીચેની હવાના દબાણથી પાણી નીચે પડતું નથી તે પ્રયોગથી સાબિત કરો. પાણી ભરેલા સીસામાંથી હવા શોષી લઇએ છીએ ત્યારે પાણી શા કારણથી મોંમાં આવે છે તે કહો. પીચકારી ને બંબાની રચનામાં શું તફાવત છે?

**પાઠ ૮૨.**

ઉપયોગ=વાપર
વાયુભારમાપક યંત્ર=હવાનું દબાણ જાણવાનો સાંચો
બેશ=સારો.
ઇટાલિ=યુરોપખંડની દક્ષિણમાં દેશ છે
કોશીશ=યત્ન; મહેનત
ગૂઢ=અઘરો
પ્રવીણ=માહીતગાર
અનુમાન=અટકળ; ધારણા
પ્રત્યેક=(પ્રતિ+એક)=દરેક
સ્તંભ=કાચની નળીમાં પારાની ઊભી દાંડી
સંભવ=આશા; ભરોસો
ચેતવણી=ખબર; સૂચના

**સવાલ**—હવાના દબાણનો ઉપયોગ બંબાના કામમાંજ થયા છે કે બીજા કોઇ કામમાં થાય છે? કયા નિયમને આધારે વાયુભારમાપક યંત્રો બનાવ્યાં છે? વાયુભારમાપક યંત્રની બનાવટ કહો. જેમ ઉંચે જઇએ તેમ હવાનું દબાણ ઓછું થવાનું કારણ કહો. સમુદ્રની સપાટીએ પારો કેટલા ઇંચની ઉંચાઇએ હોય છે? કેટલા ફુટની ઉંચાઇએ પારો એક ઇંચ હેઠે ઉતરે છે? વાયુભારમાપક યંત્રથી પર્વતની ઉંચાઇ શી રીતે માપી શકાય છે? વાયુભારમાપક યંત્રથી વરસાદ કયારે થશે અથવા તો તોફાન કયારે થશે એ જણાવવાનું કારણ સમજાવો. આપણા હિંદુસ્તાનમાં વાયુભારમાપક યંત્રમાં થતા ફેરફારની નોંધ કયાં રાખવામાં આવે છે? અને તેથી શો લાભ છે? પારાનો ઉપયોગ કયા કયા કામમાં થાય છે? બેરોમિટરમાંનો તમામ પારો નીચે ઉતરી ન પડતાં પારાની સપાટીથી ૨૮ ઇંચની ઉંચાઇએ રહેવાનું કારણ શું?

**પાઠ ૮૩.**

એકદળ=દાળ વગરના
દ્વિદળ=બે દાળવાળાં
આડકતરાં=વાંકાંચુંકાં
ફૂલમણી=ફૂલના ગોટાનું ઢાંકણુ
વજપત્ર=ફૂલનાં ઢાંકણનાં નાનાં પાંદડાં.
લાગુ=બંધ બેસતો
બીજાશય=(બીજ+આશય)=બીજને રહેવાનું ઠેકાણું
દાંડી=ડીટું
રેસા=તાંતણા

**સવાલ**—વનસ્પતિના મુખ્ય કેટલા વર્ગ પાડી શકાય? અને તે કયા કયા તે દાખલા આપી સમજાવો. ફૂલવાળી વનસ્પતિના કેટલા ભાગ પડે છે અને તે કયા કયા? એકદળ અને દ્વિદળ વનસ્પતિના બીમાંજ ફેર છે કે બીજા કશામાં ફેર છે? મૂળ, થડ ઉપરથી એકદળનું કે દ્વિદળનું શી રીતે જાણી શકાય છે? એકદળ

અને દ્વિદળ વનસ્પતિના થડમાં શો તફાવત હોય છે? બંનેનાં પાંદડાંમાં શો ફેર છે? એ બંને વનસ્પતિના ફૂલમાં શો ફરક છે? એકદળ અને દ્વિદળ વનસ્પતિના મૂળ, થડ, પાંદડાં, ફૂલ અને ફળનો તફાવત ગણાવો; અને એવી વનસ્પતિના દાખલા આપો.

| | | |
|---|---|---|
| **પાઠ ૮૪.** | કેસર=તંતુ; તાંતણા | =સરખે અંતરે |
| વજ્ર=ફૂલનું ઢાંકણ | ખાંચ=ખોભાણ | આતુરતા=ઉમેદ. |
| પુષ્પકોશ=પાંખડીવાળો ભાગ. | પરાગકોશ=પરાગનો જથ્થો | સંયોગ=(સં=સાથે+યોગ=જોડાવું)=મેળાપ; |
| ઢાંકણ=પડ; અસ્તર | સમાંતર=(સમ+અંતર) | ભેગા થવું તે. |

**સવાલ**— ફૂલમાં કયા બે ઢાંકણ છે? સ્ત્રીકેસર અને પુંકેસરને અવશ્યની ઇંદ્રિયો શા માટે ગણવી? પુંકેસરમાં કયા કયા બે ભાગ છે? પરાગકોશની રચના સમજાવો, સ્ત્રીકેસરના કેટલા ભાગ હોય છે અને તે કયા કયા? બધાંજ ફૂલમાં સ્ત્રીકેસર અને પુંકેસર હોય છે? પુંકેસરમાંથી સ્ત્રીકેસરમાં પરાગ લાવવામાં કોણ મદદ કરે છે? પરાગની રજકણને કેટલાં ઢાંકણ હોય છે અને તે કયા કયા? બીજાશયમાં શું ભરેલું છે? દરેક ઇંડામાં શું હોય છે? ફળ શાથી બંધાય છે? બીજાશય પકવ થઇ તેનું શું થાય છે? ઇંડાનું શું થાય છે અને તે કયાં રહે છે? બીજને રોપવાથી શું થાય છે.

**પાઠ ૮૫.**

અપુષ્પ=(અ=નહિ+પુ-ષ્પ=ફૂલ)=ફૂલ વગરની; અદળ

મુખ્યત્વે=ઘણું કરીને

પરિપક્વ=પુરા પાકા

સપુષ્પ=(સ=સાથે+પુ-ષ્પ=ફૂલ)ફૂલવાળી

વૃદ્ધિ=વધારો

જળાશય=(જળ=પાણી+આશય=ઠેકાણું)=પાણીનું ઠેકાણું જેમકે નદી, તળાવ, કુવા વાવ વગેરે.

અદળ=અપુષ્પ; ફૂલ વગરની

પાથરો=લાગલોજ

પિંડ=ગોળો.

પંક્તિ=જાત; વર્ગ.

સમૂળગાં=બીલકુલ;મુદ્દલ

સમાવેશ=સમાસ

પાન= ઝીણાં પાંદડાં

વિચિત્ર=નવાઇ જેવી.

**સવાલ**— હંસરાજ શું છે? અને તેને લોકો શા માટે રોપે છે? હંસરાજ ઘણું કરી ક્યાં ઊગે છે? હંસરાજ ક્યા મુલકમાં મોટા થાય છે અને ક્યા મુલકમાં મોટા થતા નથી? હંસરાજને પાંદડાં હોય છે કે નહિ અને પાંદડાં જેવું દેખાય છે તે શું? હંસરાજની નસો કોના જેવી હોતી નથી અને કોના જેવી હોય છે? અપુષ્પ વનસ્પતિના દાખલા આપો. અપુષ્પ વનસ્પતિને કેવી વનસ્પતિ કહે છે? હંસરાજનો છોડ શી રીતે ઉત્પન્ન થાય છે? સેવાળને પાન હોય છે કે નહિ અને હોય છે તો કેવાં હોય છે? સમૂળગાં પાંદડાં વગરની વનસ્પતિના દાખલા આપો. ફુગ કેવી જગામાં થાય છે? બેક્ટિરીઆ નામનાં ઝીણાં જંતુ એ શું છે?

**પાઠ ૮૬.**

મંજરી=માંજર; ફૂલને ઠેકાણે બેસે છે તે.

મોભ=ઘરની વચમાંનો આડો થાંભલો.

પરનાળ=પાણી ઝીલવાનું કે તેને એક ઠેકાણેથી બીજે ઠેકાણે પહોંચાવાનું સાધન.

સાવરણી=ઝાડુ; વાશીદું કાઢવાનું સાધન

મશાલ=મોટો કાકડો

| | | |
|---|---|---|
| કાથો=નાળિએરના રેસા | તાસક=ઢાંકણું | શૂળ=કાંટા |
| દામણાં=પશુને પગે બાંધવાના દોરડાં | સ્વાદિષ્ટ=સ્વાદવાળું | પરડા=બાવળની શીંગ |
| ડોગો=લાકડાની દાંડીનો મોટો પળો | પુરણપોળી=વેઢમી | ટીશી=ખીલ્યા વગરના પાંદડાંનો જથો. |
| | કલ્પવૃક્ષ=માગેલું આપે એવું સ્વર્ગનું ઝાડ | |

**સવાલ**—નાળિએરીનું થડ કેટલું ઉંચું હોય છે? મંજરી ફુટ્યા પછી કેટલા વખતમાં નાળિએર બંધાય છે? સારી જમીનમાં ઊગેલી નાળિએરી પરથી વધારેમાં વધારે કેટલાં નાળિએર ઉતરે છે? નાળિએરી કેટલાં વરસ સુધી ફળે છે? નાળિએરના ઝાડના હરેક ભાગનો ઉપયોગ કહો. બાવળની છાલ, પરડા, બાવળ, ગુંદર અને કાંટાનો ઉપયોગ ગણાવો.

| | | |
|---|---|---|
| **પાઠ ૮૯.** | અદ્યાપિ=હાલ સુધી | ઉગાર=લીંડી |
| હિંદી શહેનશાહત=બ્રિટિશ હિંદુસ્તાન | અણીશુદ્ધ=જેવું ને તેવું | સમીધ=અગ્નિ સળગાવવાની લાકડી |
| ઘેર=ઘેરાવો | રોગાન=રંગવામાં વપરાતું તેલ | વડવાઇ=વડની ડાળીમાંથી ફુટેલા દોરી જેવા ફાંટા |
| પાલાં=ખપેડાની ટટ્ટી | ઉધઇ=કાગળ, લુગડાં વગેરેમાં પાકે છે તે જંતુ | કબીરવડ=શુકલતીર્થની સામે ગંજાવર વડ છે |
| અસ્તર=માહેનું પડ | સળતું=કોહી જતું | ઘટા=ઝાડનો ભરાવ |
| ઓપ=ચળકાટ | ટેટા=વડનાં ફળ | |
| ટકાઉ=ઘણો વખત ચાલે એવું | | |

**સવાલ**—સાગ ક્યાં ક્યાં ઘણો ઉગે છે? અને ત્યાં ઘણો ઊગવાનું કારણ શું? સાગનાં પાંદડાનું વર્ણન કરો. એ શું ઉપયોગમાં

આવતાં હતાં? સાગનું ઝાડ વધારે ટકાઉ શા માટે છે? એમાંથી તેલ નીકળે છે તે શા ઉપયોગમાં આવે છે? સાગના લાકડાનો વધારે ઉપયોગ થવાનાં કારણુ કહો. વડના ઝાડનું વર્ણન કરો અને તેનો ઉપયોગ કહો. કબીરવડ કયાં છે અને તેને માટે શું જાણો છો?

| | | |
|---|---|---|
| **પાઠ ૮૮.** | પુરી | સુગંધીદાર કેસરીઆં |
| આતુરતા=ઇચ્છા; મરજી | સનેજ=વધારે જાગૃત | દાંડીવાળું સફેદ પાંખ- |
| યોગ્ય=લાયક; જોઇએ | જંજાળ=ખટપટ | ડીનું ફૂલ |
| તેવા; બંધબેસતા | ફણગો=અંકુર | ટમેટા=વિલાયતી વેગણુ |
| અધવચ=વચગાળે | પ્રસંગ=વખત; તક | કલમ=ઝાડની ડાળી |
| સંપૂર્ણ=(સં+પૂર્ણ) પુરે | પારિજાતક=એક જાતનું | કાપી રોપવી તે |

**સવાલ—**સમજુ માબાપો અને અણસમજુ માબાપો શું કરે છે? માબાપોએ છોકરાની અવલોકન શક્તિ તથા જ્ઞાન મેળવવાની ઇચ્છાને દૃઢ કરવા માટે શા શા ઉપાયો લેવા? નિશાળના બગીચાથી શા શા લાભ થાય છે તે કહો. આ પાઠમાં જે છ વર્ગ પાડયા છે તે દાખલા સાથે કહો.

| | | |
|---|---|---|
| **પાઠ ૮૯.** | ખોળીઆં=શરીર | કોશેટા=લાંબી ગોળ દડી |
| રેશમ=હીર | સંજોગ=બનાવ; પ્રસંગ | ભરાઉ=પુષ્ટ |
| રૂપાંતર=આકારમાં ફેર | પુષ્ટ=જોરાવર | પરિપૂર્ણ=સંપૂર્ણ; સારી |
| ફાર; જુદાં જુદાં રૂપ. | ખાલ=ચામડી; ત્વચા | પેડે |

**સવાલ—**પ્રાણીઓને ખોળીઆં શા માટે બદલવાં પડે છે? રેશમના કીડાનાં રૂપાંતર કહો. આ પાઠમાંથી શું શિખામણ મળે છે?

**પાઠ ૯૧.**

ઇંડું=એડું
ધાબા=ડાઘા
કોટલું=કોચલું; ઢાંકણું.
રોગાન=એક જાતનું મિશ્રિત તેલ
ત્વચા=ચામડી
પોલ=પોલાણ
પૌષ્ટિક=પુષ્ટિકારક
જરદી=ઇંડાની દાળ; ઇંડાની સફેદી વચમાંનો પીળો ભાગ
સમતોલ=(સમ+તોલ) સરખું વજન.
સેવે છે=હુંફાળા રાખે છે
શિરા=રક્તવાહિની; રગ; નસ.
અદૃશ્ય=અલોપ; દેખાતું બંધ; ગૂમ.

**સવાલ**—કયા કયા પ્રાણીઓ ઇંડાં મૂકે છે? શાહમૃગનું ઇંડું કેવડું હોય છે? પોલમાં શું હોય છે? નબળા માણસોને ઇંડાનો કયો ભાગ ખવડાવવામાં આવે છે અને તે શા કારણથી? સફેદીની વચમાં શું હોય છે? ઇંડું આમ તેમ ફેરવ્યા છતાં બચ્ચાંને ધક્કો કેમ નથી લાગતો? ઇંડામાં ગર્ભ ક્યાં હોય છે તે બતાવો. ગર્ભનો ખોરાક શું છે? મરઘી કેટલાં ઇંડાં મૂકે છે? મરઘીનાં ઇંડાં સેવવાની હકીકત કહો. ઇંડાનું ચિત્ર કાઢી સમજાવો.

**પાઠ ૯૨**

લંગુર=વાંદરા
નીલ=આંખે ડોળે કાળા વાંદરા
ઠેકડા=કુદકા
છલંગ=ફાળ
તૂલ=ઊભા ઝોડ
કપિઓ=પુંછડી વગરના બે પગે ચાલનાર વાંદરા
વાંદર=વાંનર: વાનર
બળિએલ=ખારીલો.
ગંધ=સોબત (પાંજરૂં
હાડપિંજર=હાડકાનું
અનુમાન કરે છે=ધારે છે; અટકળ કરે છે

**સવાલ**—વાંદરાં કેવા દેશોમાં જોવામાં આવે છે? વાંદરાંના કેટલા વર્ગ પાડી શકાય અને તે કયા કયા? પુછડી વગરના વાંદરાની હકીકત કહો. ઉરાંગઉટાંગનો અર્થ શો? અને એ વાંદરાં ક્યાં થાય

છે? વાંદરા અને કપિને શા માટે મનુષ્યનાં નજીકનાં સગાં કહીએ છીએ? કપિ અને માણસમાં શું ફેર છે?

**પાઠ ૯૨.**

બેડોળ=(બે=નહિ+ડોળ =ઘાટ) વગરના; કદરૂપા

કલેડું=ઠીકરાની તાવી

ચકમક=એક જાતનો પત્થર

તણખા=ચીણગારીઓ

ગરમાવો=ગરમી; હૂંફ.

ઓપેલાં=ઘસીને ચળકતાં કરેલાં

મુકરર=નક્કી

શિલ્પશાસ્ત્ર=કોતરકામની વિદ્યા.

શ્રેષ્ઠ=ઉત્તમ; સૌથી સરસ.

**સવાલ**—માણસોમાં પ્રથમ કેવી રીતે સુધારો થયો તે ટુંકામાં કહો.

**પાઠ ૯૩**

મગજ=ભેજું; માથાની અંદરનો ભાગ.

ઘડી=પડ

ખોપરી=મગજનો દાબડો (ભાગ

તાલકુ=ખોપરી ઉપરનો

પૃષ્ઠ=ભાગ.

જ્ઞાનતંતુ=ભાન કરાવનાર તાંતણા; મગજને ખબર પહોંચાડનારી ઝીણી તાર જેવી નસો.

કલેજું=કાળજું;પિત્તાશય

રજ્જુ=તાંતણો; તાર; દોરી

આરંભ=શરૂઆત

મજ્જાતંતુ=માંસના સત્વની નસ.

કાસદ=ખેપીઓ; ટપાલી

**સવાલ**—મગજનું ઢાંકણ શેનું બનાવેલું છે અને તેને શું કહે છે? મગજના કેટલા ભાગ છે અને તે કયા કયા? મગજના કયાં બે અડધીઆં છે? માણસની બુદ્ધિનો આધાર શા પર છે? મગજના ભાગમાં મુખ્ય સ્થાન કયા કયા છે? મગજના મુખ્ય સ્થાનોમાં ધક્કો લાગે અથવા રોગ થાય ત્યારે શું થાય છે? મગજનો

નાનો ભાગ ક્યાં છે તે બતાવો. મગજનાં નાનાં ભાગનું કામ શું છે? આ પાઠમાં આપેલા ચિત્રનો નમુનો કાઢો અને મગજ તથા જ્ઞાનતંતુ વિષે સમજાવો.

પાઠ ૯૪.

શ્વાસોચ્છ્વાસ=દમ લેવો ને દમ મૂકવો તે
અસ્વચ્છ=(અ+સ્વચ્છ)=મેલું
પોલ=અવકાશ; ખાલી જગા
ખંડ=ભાગ
શ્વાસનળી=શ્વાસ લેવાની નળી
ઉચ્છ્વાસ=દમ મૂકવો તે
બખોલ=પોલ
ધમણ=વા ફુંકવાનો સાંચો

**સવાલ**—હૃદય અને ફેફસાં ક્યાં આગળ છે? ફેફસાં કેટલાં ને ક્યાં ક્યાં છે? ફેફસાં કોનાં જેવાં છે? ફેફસાંમાં કયો ગુણ છે કે તે લાંબું ટુંકું થાય છે? ફેફસામાં લોહી શી રીતે સ્વચ્છ થાય છે તે વર્ણવો. ફેફસાં ફુલવાનું તથા સંકોચવાનું કારણ સમજાવો. ફેફસાંની ક્રિયા કોને મળતી છે? ફેફસાંની ક્રિયા ચાલતી બંધ થાય તો શું થાય? શ્વાસનળી અને ફેફસાંનું ચિત્ર પાડો.

પાઠ ૯૫.

જરદી=પિળાશ પડતો
નિચોવી=પાણી કાઢી નાખી
પા[illegible]બાર=સંચોરો
કાં[illegible]ળી; ખેળ
સુરંગી=તેજી
ભપક=ભપકો
કસુંબી=કસુંબાના રંગનું; લાલ; રાતું
કીરમજી=કીરમજના જેવો રંગ; ગુલબાસી
સુરંગી=રાતો રંગ
મિશ્રણ=ભેગ; મેળવણી
બો=ખરાબવાસ
છીપા=લુગડાં છાપનાર
ગેરૂ=લાલ માટી
હરડાંબેડાં=એક જાતનાં ફળ
એલીઝરીન=કોલટારમાંથી કાઢેલો એક જાતનો રંગ

**સવાલ**—રંગરેજે કસુંબીના લુકાનો રંગ શી રીતે બનાવ્યો અને તેમાં ફેંટા કેવી રીતે રંગ્યો ? રંગ્યા પછી ઘઉંના લોટની કાંજી અને લીંબુના રસમાં બોળી રાખવાનું કારણ શું ? ગદલમાં લીંબુનો રસ મેળવવાથી કયા કયા રંગ બને છે ? ગદલમાંથી કેસરી રંગ તથા અબ્બાસી, કીરમજી રંગો શું મેળવીને બનાવે છે ? અસલ દેશી પાકા રંગો શી રીતે બનાવતા હતા ? ગળી કયાં ઊગે છે ? ગળીને પકવવાની રીત કહો. છીપાએ કયા કયા બે મિશ્રણો લુગડાં છાપવા માટે તૈયાર કરી રાખ્યા હતા ? એલીઝરીન શું છે ને તે શેમાંથી બનાવવામાં આવે છે તે તથા તેનો ઉપયોગ કહો.

**પાઠ ૯૬.**

લાદ=ઘોડા ગધેડાનાં લીંડાં
હદ વાળે છે=નવાઈ જેવી કારીગરી કરે છે
ગુંદે છે=કસણે છે
મુલાયમ=નરમ
ગારો=પલાળીને કાસણેલું મટોડું
ખીલડો=ખુંટો
ચાક=કુંભારનું ચક્ર
પેટું=વચલો ભાગ
કાચકો=કાચકાનું ફળ
ટપરે=ટીપે

**સવાલ**—કુંભાર મટોડી ક્યાંથી લાવે છે ? ગારો કેવી રીતે તૈયાર કરે છે ? કુંભારના ચાકની રચના કહો. કુંભાર વાસણો શી રીતે બનાવે છે ? કુંભાર વારંવાર હાથ શા માટે પલાળે છે ? વાસણને ટીપવાથી શો લાભ ? ભઠ્ઠીમાં વાસણો ગોઠવ્યા પછી શું કરે છે ? ક્યાંનું કુંભાર કામ વખણાય છે ? કુંભારના ચાકનું ચિત્ર પાડો.

**પાઠ ૯૭.**

ખુધું=થોડું જાડો ને લાંબો સાકટીનો કટકો
કોણી=હાથની વચમાંનો સાંધો
ઉચ્ચાલન=ઊંચું કરવું તે
ટેકો=ટેકણ

**સવાલ**—ઉચ્ચાલનમાં મુખ્ય કેટલા ભાગ હોય છે અને તે કયા? ઉચ્ચાલનના પ્રકાર કેટલા છે અને કયા કયા તે દાખલા આપી સમજાવો. ઉચ્ચાલનથી શા ફાયદા થાય છે (યાંત્રિકશક્તિ છ છે ઉચ્ચાલન, રેંટ, ગરગડી, ઢોળાવ, ફાચર, ફેર અથવા પેચ.)

| | | |
|---|---|---|
| **પાઠ ૯૮.** | વેત=બિલ્લસ | પાટા જડે છે તે |
| ગરગડી=ઘરેડી | આરા=દાંતા | ગાળામાં=ખાલી જગામાં |
| રેંટ=પાણી કાઢવાનું ચક્ર | ખોભાણ=ખાડો | |
| નમુનો=ચિત્ર | વાટ=પૈડાંપર લોઢાનો | |

**સવાલ**—ગરગડી વડે કુવામાંથી પાણી કાઢીએ છીએ ત્યારે ઉંચે ખેંચવાને બદલે શા માટે નીચે ખેંચીએ છીએ? ગરગડીનો ઉપયોગ શો છે?

---

## કવિતાના અર્થ તથા સમજુતી.

| | | |
|---|---|---|
| **પાઠ ૭.** | =પુરુષોનો ધણી; રાજા | કનક=સોનું; હેમ |
| ઋષિ=મુનિ | સુદામા=શ્રીકૃષ્ણનો ભક્ત | મણિમય=મણિવાળાં |
| નરપતિ=(સં)(નર+પતિ) | દ્વારામતિ=દ્વારકા નગરી | કાંગરે=કોટની ટોચે |

મુનિ (શુકદેવ) કહે છે હે રાજા (પરીક્ષિત) તું સાંભળ, સુદામાએ દ્વારકા નગરી જોઈ; તેનો સોનાનો કોટ ચમકારા કરી રહ્યો હતો અને તેના કાંગરા ઉપર ઉંચી જાતનાં રત્નો જડેલાં હતા. (૧)

| | | |
|---|---|---|
| દુર્ગે=કિલ્લાપર | સંગમ=(સં+ગમ)= | ચારે વર્ણ=બ્રાહ્મણ; |
| ધજા=નિશાન | મેળાપ | ક્ષત્રિય, વૈસ્ય, શૂદ્ર |
| દુંદુભી=નોબત | વર્ણ=જાત | સ્નાન=નહાવું તે |

કિલ્લાપર ઘણાં નિશાનો ઊડતાં હતાં, અને ત્યાં નોબત નગારાં

વાગી રહ્યાં હતાં; જ્યાં ગોમતી સમુદ્રને મળે છે, ત્યાં ચારે જાતનાં (બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય અને શૂદ્ર) લોકો આવીને નહાય છે. (૨)

| | | |
|---|---|---|
| પુર=શહેર | નસીબવાળો; પવિત્ર | રૂપ=દેખાવ |
| ભગવાન=(સં)(ભગ્=ન- | મહાપુરુષોને ભગવાન | પળે=જાય; દોડે |
| સીબ+વાન=વાળો.) | કહેવાનો રિવાજ છે. | |

તે ગોમતીમાં સુદામા ઋષિ નાહ્યા, ને પછી પોતે શહેરમાં ગયા; તેમનો દેખાવ જોઇને બધા લોકો જોવાને માટે એકઠા થયા તેમાં નાનાં છોકરાંઓ તેમની પાછળ દોડે અને તેમને ખીજવે. (૩)

| | | |
|---|---|---|
| જાદવ સ્ત્રી=યાદવોની | વ્રત=નિયમ | =છેડો)=ઘણાજ |
| બાયડી | તપ=તપશ્ચર્યા | ભરથાર=ધણી; વર |
| ધન્ય=શાબાશ | અપાર=(અ=નહિ+પાર | |

યાદવોની બાયડીઓ માંહો માંહે તાળી આપીને હસતી હતી, અને કહેતી હતી કે જ્યાં આવો પુરુષ રહે છે તે શહેરને પણ ધન્ય છે! જે સ્ત્રીએ ઘણાજ નિયમ અને તપશ્ચર્યા કીધી હશે તેજ સ્ત્રી આ ધણીને પામી હશે! (૪)

| | | |
|---|---|---|
| હાઉ=બિહામણો માણસ હામણો | | પુઠળ=પાછળ; વાંસે |
| વિકરાળ=ભયંકર: બિ- | ચેષ્ટા=મશ્કરી; મજાક | સૂણી=સાંભળી |

કોઇ કહે છે કે બિહામણો હાઉ આવ્યો, (એને) બાળકને દેખાડો કે તેઓ રડતાં રહી જશે; એમ પાછળથી તેમની ઘણી મજાક થતી હતી, તે સાંભળીને સુદામા હસતા જતા હતા. (૫)

| | | |
|---|---|---|
| ભાખે=બોલે; કહે | ગાલ વજાવે=ગાલ વ- | પુઠે=પાછળ |
| વજાડે=બજાવે | ગાડે; હાસ્ય કરે | |

તેમની પાછળ છોકરાંઓ કાંકરા નાખતા, (પણ) સુદામા તો મોઢેથી હરિ હરિજ બોલતા હતા નાનાં છોકરાંઓ તેમની પાછળ ફરી વળીને તાળીઓ પાડતા હતા અને હાસ્ય કરતાં હતાં. (૬)

| | | |
|---|---|---|
| ઋખી=મુનિ; ઋષી | માણુસ | સમાચાર=ખબર અંતર |
| સાધુ=સંતપુરુષ; પવિત્ર | દૃષ્ટિ=નજર | |

કોઇ ઘરડા યાદવે ઋષિને જોયા, અને તેમણે એ પવિત્ર માણુસની નજર પારખી; (મતલબ કે સંતપુરુષ છે એમ જાણ્યુ) તેથી તેણે છોકરાઓને કાઢી મૂકયા અને સુદામાને ઉભા રાખીને તેમની ખબર અંતર પૂછી. (૭)

| | | |
|---|---|---|
| કૃપાનાથ=(સં)(કૃપા=મ- | વાળા; દયાળુ | પ્રતિઉત્તર=સામો જવાબ |
| હેરબાની+નાથ=ધણી) | મયા=માયા; મહેર | દર્શન=ભાવથી જોવું તે |
| =ધણી મહેરબાની- | પ્રતિ=સામો | મન=ઇચ્છા; મરજી |

(પછી જાદવે કહ્યું કે) હે મહેરબાનીના ભંડાર! તમે કયાંથી પધાર્યા છો અને આ શહેર ઉપર તમે કેમ મહેરબાની કીધી છે? પછી ઋષિજીએ સામો જવાબ આપ્યો કે મને શ્રી કૃષ્ણના દર્શન કરવાની ઇચ્છા છે. (૮)

તે જાદવે રાજમહેલનો દરવાજો દેખાડીને ઉપકાર કીધો, તેથી કરીને સુદામાજી શ્રી કૃષ્ણના મહેલ આગળ આવ્યા; તે રસ્તે એટલી બીડ કે સીધા ચાલ્યું જવાયું નહિ. (૯)

હાટ=દુકાનો
ચૌટાં=બજારો
ચોક=ખુલ્લા મેદાનમાં ભરાતો બજાર; ગુજરી
છજાં=બારીઓની આગળ રવેશથી બહાર પડતાં જે પાટીયાં જડેલાં હોય છે તે
ગોખ=ગોખલા; ઘરના આગલા માળની રવેસ ઉપરથી બહાર નીકળતી કઠેરાવાળી જગ્યા
ઝરૂખા=બારી આગળનો ગોખ
અટારી=ઉંચી મેડી; ઉંચો માળ
મેડી=માળ
જડિત્ર=જડેલા
કઠેડા=કઠેરા
ઝાકઝમાળ=ઝગઝગતા; ચકમકતા

શહેરના હાટ, ચૌટાં અને ચોક તેમજ ઘરોનાં છજાં, ઝરૂખા, બારી અને ગોખ; અટારી, જાળીઓ અને તેને જડેલા કઠેરાઓ ઝગઝગતાં શોભી રહેલાં હતાં તે જોયાં. (૧૦)

મિનાકારી=(મિના=કાચના જેવા પણ રાતા લીલા વગેરે રંગવાળો એક પદાર્થ+કાર=કામ+ઇ=વાળો) =મિનાની કારીગરીવાળુ
અમરાપુરી=દેવની નગરી; ઇંદ્રપુરી
ઓવારી=માથાપરથી ઉતારી; ભુલાવી
સ્ફટિકમણિ=એક જાતનો ચળકતો પત્થર
થંભ=થાંભલો
નાટારંભ=ખેલ ;નાટકની આરંભ; તમાસો

ત્યાં દેવલોકોની નગરીને પણ ભુલાવે એવું મિનાકારી કામ ચળકી રહ્યું છે: સભામાં સ્ફટિકમણિના થાંભલાઓ છે અને ત્યાં ખેલ થઇ રહ્યો છે. (૧)

રમકઝમક=રૂમઝુમ થતો અવાજ
હેમ=સોનું; કનક
અખાડા=રાસ
મૃદંગ=પખાજ
ઉપંગ=એક જાતનું વાજું

પખાજ ને ઉપંગમાંથી મધુરા તાલ નીકળે છે, તેમજ પગે બાંધેલી ઘુઘરીઓ રૂમઝુમ થાય છે. તે સુદામાજી જોતા જાય છે; ગુણીજન રસ પડે એવાં ગીત ગાય છે. (૧૨)

| | | |
|---|---|---|
| ડોલે=હાલે | પરસેવાના જે ઝરણ | હાથીખાનું |
| મદગળતા=ખુમારીવાળા; | છુટે તે | નવલો=નવીન; નવી |
| મસ્તીના જોરમાં | માતંગ=હાથી | જાતનો |
| આવેલા | ગજશાળા=(ગજ=હાથી | રંગ=શોભા. |
| મદ=હાથીના માથામાંથી | +શાળા=ઠેકાણું)= | |

ત્યાં ઘોડા સોનેરી અછોડાથી બાંધેલા ફરતા હતા; તેમજ હાથીખાનાની નવીન શોભા હતી અને તેમાં ખુમારીવાળા હાથીઓ ડોલતા હતા. (૧૩)

| | | |
|---|---|---|
| અનંત=(સં) અન્=ન- | પ્રતિહાર=પોળીઆ; | સંકલ્પવિકલ્પ=વિચાર; |
| હિ+અંત=છેડો)= | ચોકીદાર | મનસુબો; તરંગ; તર્ક |
| ઘણાજ; પાર વગરના | શામળીઆ=શ્રી કૃષ્ણ | |
| યોદ્ધા=લડવૈયા | દ્વાર=બારણું. | |

ચોકીદાર તરીકે અનેક લડવૈયા ઊભા હતા, ને શ્રી કૃષ્ણનો દરવાજો સાચવતા હતા; ત્યાં સુદામાજી ફેરા ફરતા મનમાં વિચાર કરવા લાગ્યા; (૧૪)

| | | |
|---|---|---|
| ગહન=અથાગ; છુપી; | જોર | રાજા |
| કળી ન શકાય એવી | પૃથ્વીપતિ=(સં) (પૃથ્વી | રજ=જરા; રજકણ |
| દીસે=દેખાય | =દુનિયા+પતિ=ધણી) | ગોકુળ=જમના નદીપર |
| કરમની ગતિ=નસીબનું | =દુનિઆનો ધણી; | |

| | | |
|---|---|---|
| પવિત્ર ધામ છે | સિંહાસન=(સં)=સિંહ | બેઠક; રાજગાદી |
| માંકડાં=રાતાં મોંનાં | +આસન=બેઠક)= | તુંબડી=તુંબડીના વે- |
| વાંદરાં | સિંહના આકારની | ળાનું ફળ |

કે અમે એક ગુરુના નિશાળીઆ છીએ, પણ નસીબનું જોર કળી ન શકાય એવું છે તે (શ્રી કૃષ્ણ) રાજા થઇ બેઠો છે, અને મારા ઘરમાં ખાવાને એક દાણો પણ નથી; જે ગોકુળમાં વાંદરાં રમાડતો હતો અને ગુરૂને ઘેર લાકડાં લાવતો હતો; તે આજે રાજ ગાદીપર ચઢી બેઠો છે અને મારી પાસે ફક્ત તુંબડી (જળપાત્ર) ને લાકડી છે. (૧૫)

| | | |
|---|---|---|
| પાઠ ૧૨. | ઉંચ=ઉંચા | સંગ=સાથે; પાસે |
| કેરૂં=નું | ગિરિ=પર્વત | |
| વિખુટું=જુદું; છુટું | શૃંગ=શિખર | |

પેલું બકરીનું બચ્ચું આ વખતે તેની માથી છુટું પડેલું છે; તે ઉંચા પર્વતની ટોચે ઉભેલું છે, અને એની પાસે કોઇ નથી. (૧)

| | | |
|---|---|---|
| સમ=બરાબર; જેવું | શ્યામ=કાળું. | સહજ=પોતાની મેળે. |
| સોહાય=શોભે; સારૂં | કરૂણ=દયા ઉપજે એવો | કુદરતી |
| દેખાય | રવ=સાદ; અવાજ | |
| શિલા=પત્થર | મંદ=ધીમો. | |

બરફના જેવું સફેદ રંગનું (તેથી) સારૂં દેખાય છે અને તેની પાછળ કાળા રંગનો પત્થર જણાય છે; તે પોતાની કુદરતી મજા ભૂલી જઇને દયા ઉપજાવે એવો ધીમો અવાજ કરતું. (૨)

| | | |
|---|---|---|
| પડઘા=સામા અવાજ | મોરી=મારી | અધિક=વધારે |
| ભમાય=છેતરાય | માય=મા | અકળાય=ગભરાય |

તેના પર્વતની અંદર સામા અવાજ થાય, તે સાંભળીને તે ભૂલથી છેતરાય છે, કે જાણે મારી મા બોલી, પણ તેને નહિ દેખાવાથી તે વધારે ગભરાય છે. (૩)

| | | |
|---|---|---|
| ઉંચો=મોટો; ભારે | ધરતું=રાખતું | ધવળ=ધોળી |
| નાદ=અવાજ; સાદ | યાદ=સ્મરણ; ફોમ | સુહાય=શોભે |

તેથી વધારે મોટો અવાજ કરતું અને માનું સ્મરણ કરતું; તે બચ્ચું ચારે તરફ જોતું જાય તે વખતે તેની ધોળી વાંકી ડોક શોભે છે.

| | | |
|---|---|---|
| ગાઢ=ખિચોખિચ; ગીચ | શોર=અવાજ | લપાય=દબાઇ જાય |
| ઘોર=ભયંકર; બિહામણી | શું=કેવું | |
| સાવજ=વાઘ | સોડ=પાસું | |

નીચે ઘણી ગીચ અને ભયંકર ઝાડીમાં વાઘનો અવાજ થતો તે સાંભળીને બચ્ચું કેવું ગભરાય ! અને જાણે કે માની સોડમાં શી રીતે દબાઈ જાય ! (૫)

| | | |
|---|---|---|
| ધર=રાખ | તત્કાળ=તરતજ | સે'લ=સહેલાઇથી |
| વા'લા=પ્યારા | વેળ=વેળા; વખત. | |

હે ! વહાલા બચ્ચા તું ધીરજ રાખ, આ હું હમણા આવું છું. એમ બોલી મેં તે વખતે ટેકરીની ટોચપર સહેલાઇથી જઇને (૬)

| | | |
|---|---|---|
| ગોદ=પાસું; સોડ | ચુંબન=બચ્ચી; બોકી | વાટ=રસ્તો |
| અજ=બકરી | કઠણ=અઘરી; મુશ્કેલ | |

તે બકરીના બચ્ચાને સોડમાં લીધું, અને દસબાર બચ્ચીઓ કીધી; પછી પર્વતનો અઘરો રસ્તો ઉતરીને જ્યાં તેની મા હતી ત્યાં બચ્ચાંને મૂક્યું. (૬)

| | | |
|---|---|---|
| મીઠું=વહાલું | શાવ=બચ્ચું | ભાવ=હોંસ; ઉમંગ |

મારૂં વહાલું બકરીનું બચ્ચું તરતજ ધાવવા લાગ્યું. અરે જો! નદીમાં બકરીનું બચ્ચું માને હેતથી ધાવે છે. (૮)

| | | |
|---|---|---|
| તૃપ્ત=તરપત; ધરાયલું | ઉછરંગ=ઉમંગ | નાચ્યું=ઉછળ્યું |
| શિશુ=બચ્ચું | હૃદય=હૈયું: અંતઃકરણ | |

ધાવીને ધાવીને ધરાયું એટલે એ છુટું પડયું. અને તેનું ઉજળું શરીર વધારે દીપી રહ્યું; પછી તે બચ્ચું ઉમંગથી નાચ્યું અને તેની સાથે મારૂં અંતઃકરણ પણ (ઉમંગથી) ઉછળ્યું. (૯)

પાઠ ૧૯.

| | | |
|---|---|---|
| કશ્યપ=મરિચી પ્રજાપતિના પુત્ર | ઓ વિષ્ણુ પરમાત્માના જય અને વિજય નામના બે પોળીઆ હતા. ઋષિ સનકાદિકના શ્રાપથી એઓ રાક્ષસ થઇને કશ્યપની | સ્ત્રી દિતીને પેટે જન્મ્યા હતા |
| કુમાર=બાળ | | બળવંત=જોરાવર |
| હિરણ્યાક્ષ, હરિણ્યકશ્યપ } પૂર્વ જન્મે એ | | નીરાધાર=નકી; ખચીત |

કશ્યપ ઋષિને ઘેર તે ( જય વિજય ) દુષ્ટ રુપે છોકરા થઇને જન્મ્યા. તેઓ બહુ જોરાવર હતા તેમના હિરણ્યાક્ષ અને હિરણ્યકશ્યપ એવાં નામ નકી પડયાં. તેઓ બહુ જોરાવર હતા. (૧)

| | | |
|---|---|---|
| પીડે=દુઃખ દે | મારે | વિમાન=દેવની પાલખી |
| આંગણે=બારણે | સાહી=પકડી; ઝાલી | |
| અનુમાન=આશરે; શુ- | સહિત=સાથે | |

આશરે એક વર્ષના થયા એટલામાં તો બારણે આવી (લો-કને) દુઃખ દે; (ટેક) અને આકાશમાંથી દેવોની પાલખીને સુરજ સાથે પકડી લાવે. (ટેક) (૨)

| | | |
|---|---|---|
| આભ=આકાશ | ત્રાસ પમાડે=બીવરાવે | ધરે=રાખે |
| ત્રાસ=બીક; ભય | કર=હાથ | |

તેઓ વાદળને જઇ વળગે અને તારાઓને બીવડાવે. (ટેક) ચંદ્રમાને હાથમાં રાખે અને ઉંચે આકાશમાં ફરે. (ટેક)

| | | |
|---|---|---|
| નીરખતાં=જોતાં | ડોલે=હાલે; ધ્રૂજે | થલ પાથલ થાય |
| દિગ્પાલ=દિશાનું રક્ષણ કરનાર દેવો(એ દસછે) | ભોમ=પૃથ્વી | ખંડ=પૃથ્વીના ભાગ |
| | ખળભળે=ટળવળે; ઉ- | |

તેમને જોતાં દિશાના દેવો કાંપે, અને તેઓ પર્વતના શિખરો પણ પાડતા. (ટેક) પૃથ્વી ઉપર તેઓનો ભાર લાગતો, તેથી નવે ખંડ કંપી ઊઠતા; (ટેક)

| | | |
|---|---|---|
| મહી=પૃથ્વી | માન=મોટાઇ; ગુમાન | પ્રૌઢા=મોટા |
| મેલે=મૂકે; છોડે | દાનવ=રાક્ષસ | થરથરે=કંપે |

નાનપણમાં તેમનું જોર એવું હતું કે પૃથ્વી પણ પોતાની મોટાઇ મૂકી દેતી; (ટેક) તે રાક્ષસ હવે મોટા થયા ત્યારે આખી સૃષ્ટિ ધ્રૂજવા લાગી; (ટેક)

| | | |
|---|---|---|
| પાતાળ=પૃથ્વી નીચેનો ભાગ (એ સાત છે. અતલ, વિતલ સુતલ, નહાતલ, રસાતલ, ત- | લાતલ, પાતાલ) | પૂચ્છ=પૂછડું |
| | પરવરે=જાય | પન્નગ=શેષનાગ; સાપ |
| | દ્વેષ=કીનો; અદેખાઇ; વેર | શેષ=પૃથ્વીને ધારણ કરનાર મોટા સાપ |

રાક્ષસો પાતાળમાં જાય અને દ્વેષ વધારે; (ટેક) સાપનું પુછડું તાણે અને સુતેલા શેષનાગને જગાડે; (ટેક) (૧)

| | | |
|---|---|---|
| વરૂણ=પાણીનો દેવ. | કેર=ના | ભોગ=બળિદાન |
| અધાર=ઉંચે | નાથ=ધણી | |
| નીર=પાણી | અસુર=રાક્ષસ | |

પાણી ઉચું ઉડાડીને પાણીનાં દેવ સાથે લડવાનું કરે; (ટેક) (એવી રીતે) વરૂણ પાસે તે રાક્ષસો બળિદાન માગે; (ટેક) (૭)

| | | |
|---|---|---|
| અમર=દેવતા; મરે નહિ તે | સબળો=જોરાવર; ઘણો | પ્રબોધ=(પ્ર=ઉલટો+બોધ)ઉલટી શિખામણ |
| આથડે=લઢે; વઢે | ક્રોધ=ગુસ્સો; રીસ | |
| | જગન=યજ્ઞ; હોમ | |

દેવોની સાથે લડે અને તેમનાપર ઘણો ગુસ્સો કરે; (ટેક) યજ્ઞમાં (દેવોની પેઠે) હિસ્સો માગે અને બીજાને એમ કરવાનો ઉલટો બોધ કરે; (ટેક). (૮)

| | | |
|---|---|---|
| અદાવત=વેર; દુશ્મનાઇ | ભુવન=પૃથ્વી | ગ્રહી=પકડી; ઝાલી. |
| ઇંદ્ર=સ્વર્ગનો રાજા | ગદા=આંકડાના ફૂલના ઘાટનું ભારે પત્થરનું હથિયાર | ચૌદભુવન=સાત પાતાળ ને સાત સ્વર્ગ. |
| સુર=દેવ | | |
| શું=સાથે | | |

દેવોની સાથે વેર રાખે, અને ઇંદ્રની સાથે પણ દુશ્મનાઇ કરે; (ટેક) ગદા પકડીને આખા બ્રહ્માંડમાં ચારે તરફ ફેરવે; (ટેક) (૯)

| | | |
|---|---|---|
| કોપવાન=ગુસ્સાવાળો; ક્રોધી | રોક=રોકડા | વિશ્વ=બ્રહ્માંડ |
| કુબેર=ભંડારના દેવ | વાજઆણ્યું=તોબા કરાવ્યું; દુઃખી કીધું | આખું=બધું; આખું. |
| ત્રાહે ત્રાહે=તોબા તોબા | ત્રિલોક=ત્રણલોક (સ્વર્ગ; મૃત્યુ; પાતાળ) | |

કુબેરની સાથે ગુસ્સે થઇને તેમની પાસે રોકડા રત્નો માંગે;

(એવી રીતે) આખી દુનિયાને હેરાન કીધી, તેથી ત્રણે ભુવન (સ્વર્ગ, મૃત્યુ અને પાતાળ)ના લોક તોબા તોબા પોકારે; (ટેક) (૧૦)

દત=દાંત; દંતશુળ | સહાય=પકડે; ઝાલે | વારી=અટકાવી; રોકી

દિશાના દેવોના હાથીઓના જઇને દંતુશળ પકડીને તાણે; (ટેક)ને તેમની સૂંઢ પકડીને ફેરવે પણ તેમને કોઇ અટકાવી શકે નહિ, (ટેક) (૧૧)

ક્રીડા=વિલાસ: મોજ | મેળાવે=મેળવે; કરે | ઉલટે=ચઢે
લાતોલાત=લાતબાજી | ભેળાં=એકઠાં | ઉતપાત=તોફાન

દરીઆમાં જઇને વિલાસ કરે અને લાતાલાતી રમે; (ટેક) સાતે સમુદ્ર એકઠા મેળવે અને તેથી મહા તોફાન થાય, (ટેક) (૧૨)

દુર્મતિ=નઠારી બુદ્ધિવાળો વાધીઆ=વધ્યા | પુષ્ટ=જોરાવર.

એ નઠારી બુદ્ધિવાળા અને ઘણા પાપી રાક્ષસો ઋષિઓ સાથે દુશ્મનાઇ કરે; (ટેક) જ્યારે તેઓ મોટા ને જબરા થયા ત્યારે બ્રહ્માંડ (આકાશ) સુધી ઊંચા વધ્યા. (ટેક) (૧૩)

અચલ=પર્વત; ખસે નહિ તે. | ચોખુંટ=ચારે દિશા
| જીભશું=જીભ વડે

મોટા પર્વત ઉંચા કરીને ચારે દિશાએ ફેરવે, (ટેક) અને જેમ કાને ઊંટ વળગે તેમ આકાશને જીભથી ચાટે. (ટેક) (૧૪)

વીખે=વિષે; માં | પરહરીને=છોડી દઇને | આચારે=કરે; ચાલે
અળગે=પુષ્કળ; ઘણું | પંડે=પોતે

તેઓ મનમાં જરા બીક રાખે નહિ અને પોતે પોતાના ઘણાં વખાણ (આપવડાઇ) કરે; (ટેક) આમ ધર્મના રસ્તા છોડી દઇને તેઓ પોતે પાપને રસ્તે ચાલે; (ટેક) (૧૫)

**પાઠ ૨૪.**

ભાવ્યો ગમ્યો; પસંદ પડયો.

મેહ=વરસાદ

દેવતા=દેવ

વીજ=વીજળી

આબુ=ગુજરાતની ઉત્તરમાં પર્વત છે

ગિરિરાજ=પર્વતનો રાજા; મોટો શોભિતો પર્વત.

તિથિ=દહાડો; દિવસ

ટાણે=વખતે

ઘંટ=કાંસાની વગાડવાની ઘડિઆળ

દીપે=શોભે

આંખ ફાડી=ધ્યાન દઇ જોઇ

ઝૂકી=નમી; લચી.

ઝૂંડ=જથો; ટોળું

સ્વાદુ=સ્વાદવાળો.

મિષ્ટ=મીઠો

વસે=રહે

ઝરે=વહે; નીકળે.

ઝરણાં=ઝરણુ; વહેળા

શીળો=ઠંડો ટાઢો

સુગંધી=સારી વાસ; ખુશબો

વહે=જાય; ચાલે

ફુલી=ખીલી રહી

ફૂલવાડી=જે વાડીમાં ફૂલ થાય તે વાડી

વાવ=પીવાના પાણીને માટે ખોદેલા કુવામાં ઉતરવાને પગથીઆં મુકયાં હોય તે કુવો.

ઓપે=શોભે;સારો દેખાય

અગાડી=આગળ

વડાં=મોટાં

દેવળ=દહેરૂં.

દેવ=પરમેશ્વરના અંશની મૂર્તિ.

બંગલા=વાડી વચ્ચે બાંધેલું ઘર.

પ્રસેવો=પરસેવો; ઘસીનો

પરાં=આઘેનાં; દૂરનાં.

પાસે=પાસે

વેત=વાર

જુક્તિ=તદબીર; મજા

જણાવે=દેખાડે

ધુણી=તાપણી

ટેપો=અનુભવો; માનો સ્થાન ઠેકાણું; જગા

ખ્યાત=પ્રખ્યાત; જાણીતી; નામીચી

દેવી=માતા

અર્બુદા=આબુદેવી

કથા=વાત; હકીકત; બીના

જોગ=લાયક

જેમ આકાશમા વરસાદ ચઢી આવ્યો હોય તેમ (આબુ પર્વત) આઘેથી જોતાં મનને ઘણો સારો લાગ્યો, તે પરના કુંડમાંનો અગ્નિ વીજળી જેવો દેખાય છે. (કુંડમાંનો અગ્નિ તે જાણે ચઢેલા વરસાદમાં

વીજળીનો ચમકારો થાય તેવો દેખાય છે) એવો પર્વતનો રાજા (પર્વતમાં શ્રેષ્ઠ) આબુ આજે જોગો. (૧) શોભિતી પુનેમની સાંજને વખતે જાણે સૂર્ય અને ચંદ્ર બે ઘંટ બન્યા હોયની! કોઇ કહે કેવો દેવના હાથી જેવો (આબુ પર્વત) શોભી રહ્યો છે; (ટેક) કદાચ તમે ઉપર જઇને નિહાળીને (ધારીને) જુઓ, તો જણાશે કે ઝાડના જથાની ઘણી ઝાડીઓ નમી રહી છે, અને ત્યાં સ્વાદિષ્ટ મીઠો મેવો જોઇએ તેટલો મળે છે. (ટેક) ત્યાં વાઘ, વાંદરાં, સિંહ અને હરણો રહે છે, અને ચોકમાં પાણીનાં ઝરણો હમેશાં વહે છે; ને ઠંડો અને સુગંધીદાર પવન વાય છે. (ટેક) ત્યાં સારાં (ખુશબોદાર) ફૂલોની ફૂલવાડી ખીલી રહી છે, તેમજ ત્યાં અગણ કુવા, વાવ ને કુંડ ઘણા શોભે છે; મોટાં દહેરાંઓમાં દેવોનો વાસ છે. (ટેક) ત્યાં બંગલા બંધાયા છે ને બજારો થયાં છે. વેપારીઓ સારો (ઘણો) વેપાર કરે છે, તેથી માલ લેનારને જેવો માલ લેવો હોય તેવો ત્યાં મળે છે. (ટેક) ત્યાં તેર ગાઉના ઘેરાવાના તળાવમાં ફરતા અગિઆર ગામનાં લોકો પીવાને પાણી લેવા આવે છે; ને જ્યાં જેઠ મહીનામાં પણ પરસેવો દેખાતો (થતો) નથી (કારણ કે પર્વતપર ઘણી ઠંડક રહે છે) (ટેક) અષાડ મહીનામાં છેટેનાં વાદળાં પાસે આવે છે, અને જતાંવારજ જોવાની ખુબી બતાવે છે; તે વખતે તમે વાદળાંને ધુણીનો ધુમાડોજ ધારો (સમજો) (ટેક) જેમાં જૈનનાં અને હિંદુનાં જુનાં દેવસ્થાનો છે, અને તેમાં પ્રખ્યાત અર્બુદા માતા છે; આ બધી વાત જાણવા લાયક અને કામની હોવાથી કહી છે. આ સારા છંદ દલપતરામ કવિએ બનાવ્યા છે.

## પાઠ ૩૦

સપુત=(સ+પુત) સારો છોકરો
તેહ=તે
સીધો મારગ=પ્રમાણિક પણે [અનીતિ
અધર્મ=[અ+ધર્મ]પાપ;
ટાળે=દૂર કરે; મટાડે
સ્વજન=[સ્વ+જન]=પોતાનાં માણસ; સગાં વહાલાં; નોકર ચાકર વગેરે.
દીન=ગરીબ
દુઃખડાં=દુઃખ; આફત
અરચીઆ=ભજ્યા
દામ=પૈસા
પરમારથ=[પરમ+અરથ]=પારકાનું ભલું
જોડે=મેળવે
ગર્થ=પૈસો
હરિ=પરમેશ્વર
અર્થે=માટે; વાસ્તે
ચાડી=ચુગલી.
નવ=નહિ
અપયશ=[અપ+યશ]=અપકીર્તિ; ગેરઆબરૂ
અવનિ=પૃથ્વી
અવતાર=જિંદગી
સમસ્યા=ઉખાણા; કોયડા; ઉત્તર મેળવવાને સંકેતવાળી ભાષામાં કહેલું તે.
ગોરી=સ્ત્રી.
ગોખ=ઝરૂખો; માળનો આગળનો વધારેલો ભાગ
તળે=નીચે
નદી કેરે=નદીના
નીરે=પાણી ઉપર
નદી કેરે નીરે=નદીના પાણી ઉપર; નદીનું પાણી તેની ઉપર
તીરે=કાંઠે
ચોથ સવાગો=ચોથા ભાગનું સવાગણું
કચરે=કાદવમાં
અડીયાં=પહોંચ્યાં; મળી ગયાં
સેવાલ=લીલ
કામની=સ્ત્રી
કર=હાથ
છત=સીલકમાં
ચંપક વન=ચંપાના ઝાડ ઘણાં હોય એવું જંગલ
તમમાંથી=તમારામાંથી
બેય=બેઉ
ગણ=ગણતરી કર
સંદેહ=વહેમ; શક
શાસ્ત્ર=ગણિત શાસ્ત્ર
સાક્ષી=સાબિતી; પુરાવો
દે=આપે
સાચ=સાચી.

### પાઠ ૩૦ સારા છોકરા વિષે. છપ્પા.

જે પ્રમાણિકપણે ચાલે, તે સારો છોકરો કહેવાય. જે પાપને દૂર કરે તે સારો છોકરો કહેવાય; જે પોતાનાં સગાંવહાલાંને સુખ

આપે તે સારો છોકરો કહેવાય. જે ગરીબોનાં દુઃખો મટાડે તે સારો છોકરો કહેવાય; વળી જેણે પરમેશ્વરને હેતથી ભજ્યા તેનું નામજ સારો છોકરો છે. શામળ કવિ કહે છે કે જેણે પારકાનાં ભલાંને માટે પૈસા વાપર્યા હોય તેજ સારો માણસ કહેવાય (૧) જે વેપારથી પૈસા મેળવે તેજ સારો છોકરો કહેવાય. જે પ્રભુને નામે દાન કરતો હોય તેજ સારો છોકરો કહેવાય, જે ગેરઆબરૂથી બીતો હોય તેજ સારો છોકરો કહેવાય; જોતાં જેનામાં ઘણાજ સારા ગુણો માલમ પડે તેજ સારા છોકરાને સ્વર્ગમાં સુખ છે, શામળ કવિ કહે છે કે આ દુનિઆમાં તે માણસની (જેને સપુત છોકરો હોય તેની અથવા સપુતની) જિંદગીને ધન્ય છે. મતલબ કે તેજ ખરેખરો જીવતો છે.

## ગણિત સમશ્યા. છપ્પા.

નીચે નદીનું પાણી તેની ઉપર આવેલા ઝરૂખામાં એક સ્ત્રી બેઠી હતી; તેનો મોતીનો હાર તૂટી ગયો અને તે નદીના કાંઠાપર જઇ પડ્યો, જરાવારમાં અર્ધાં મોતી પાણીમાં જઇને પડયાં.

બધાં મોતીનો ૫/૧૬ ભાગ અર્ધો કાદવ અર્ધો કચરો એવામાં જઈને પડયાં, વળી છઠ્ઠા ભાગનાં મોતી સીલમાં ગબડી ગબડીને ગયાં અને તે સ્ત્રીના હાથમાં બે મોતી રહ્યાં, ત્યારે કહો કે મોતી કેટલાં હતાં ?

**જવાબ**—સીલકમાં છન્નુ મોતી હતાં. તેના ચોથા ભાગનું સવાયુ કરીએ એટલે ૩૦, અને છઠ્ઠે ભાગે એટલે ૧૬; અને હાથમાં બે મળી ૪૮; પ્રથમના અર્ધાં એટલે ૪૮ જળમાં ગયાં તે મળી કુલ મોતી ૯૬.

પક્ષીનાં બે ટોળાં આકાશમાં ઊડતાં ઊડતાં ચંપાના વનમાં આવ્યાં તે સૌને (એક બીજાને) સારા ગમ્યાં (બે ટોળામાંથી) એક ટોળું બોલ્યું કે તમારામાંથી એક (અમારામાં) આવો, તો આપણે બંને ટોળાં (ટોળાંના પક્ષીઓ) સરખાં થઇએ તેથી બધાંના મનને સારાં લાગો ત્યારે બીજું ટોળું બોલ્યું કે જો તમે અમને એક પક્ષી આપો તો અમે તમારાથી બમણા થઇએ. ત્યારે અમે પૂછીએ છીએ કે એ બંને ટોળામાં પક્ષી કેટલાં હતાં તે ગણીને કહો.

**જવાબ**—એમાં તે વહેમ શો છે? શાસ્ત્ર (ગણિત)જ સાચી સાબિતી દે છે કે બધાં મળીને બાર પક્ષી હતાં; એકમાં સાત અને બીજામાં પાંચ (પહેલું બોલ્યું તેમાં પાંચ અને બીજું બોલ્યું તેમાં સાત).

**પાઠ ૩૪**

અરજ=પ્રાર્થના; વિનતી
અવિનાશી=(સં) (અ=નહિ+વિ+નાશ+ઇ=વાળા)=જેનો નાશ નથી એવા; પરમેશ્વર
દયાળ=દયાળુ
આશ=આશા; ઇચ્છા
લેશ=જરા
ઉદાસ=દીલગીર
ભેળાં=ભેગાં
નિરાશ=(સ) નિર=નહિ+આશ=આશા)=આશા વગરનો; નાઉમેદ.
શુભ=સારા
કચાશ=ખામી; ખોડ
મતિ=બુદ્ધિ
સમાશ=સમાવેશ;મેળાપ
નિર્મળ=(સં) (નિર=નહિ+મળ=મેલ)=મેલ વિનાનો; ચોકખો
નિશદીન=રાત દહાડો; હંમેશાં.
પસરે=ફેલાય
સુવાસ=સારી વાસ; આબરૂ
અંતર=મન
ઉજાસ=અજવાળું; નિર્મળપણું (મદદ
આધાર=આશરો; ટેકો;
હાશ=નિરાંત; શાંતિ
કુચારો=ખરાબ રિવાજ; નઠારી રીતભાત

હે પરમેશ્વર વિનંતિ સાંભળો, હે! નાશ વગરના પરમેશ્વર તમે

અમારી પ્રાર્થના સાંભળો. અમે બાળક (ઓછી બુદ્ધિવાળા) છીએ, અને આપ તો દયાળુ છો; અમારી એક ઇચ્છા છે. (હે નાશ વગરના પરમેશ્વર,) અમે છોકરાઓ તો ઘણાએ ગુનાઓ કરીએ પણ તેથી તમે લગાર પણ દીલગીર થશો નહિ. (ટેક) અમે બધા વિદ્યા ભણવાને ભેગાં થઇએ છીએ તેમાં તમે અમને નાઉમેદ કરશો નહિજ; (ટેક) અમે બધા સમજીને સારા ગુણ લઇએ કે જેથી જરાપણ ખામી રહે નહિ; (ટેક) સારા ગુણોની સાથે અમને સારી બુદ્ધિ આપો કે જેથી કરીને અમે બધામાં મળી જઇએ. (ટેક) અને રાત દહાડો ચોકખા મનના રહીએ કે જેથી કરીને અમારી સારી આબરૂ ફેલાય; (ટેક) અમે મોઢેથી એવું માગી લઇએ છીએ કે અમારા મનમાં જ્ઞાનનો પ્રકાશ થાય; (ટેક) આપની મદદ મળવાથી મનમાં નિરાંત રહે છે; (ટેક) કોઇપણ વખત અમારામાં જરા પણ નઠારી ચાલ રહે નહિ અને સુખ જતું રહે નહિ (કાયમ રહે) (ટેક)

**પદ ધન્યાશ્રી.**

નિધિ=ભંડાર.

દયાનિધિ=દયાનો ભંડાર; પરમેશ્વર

અશરણ=આધાર વગરના; નિરાધાર.

શરણ=આધાર

અશરણ શરણ=આધાર વગરનાનો આધાર

વા'ર=મદદ; સહાય

લીલા=ખુબી; શોભા.

અકળ=સમજાય નહિ એવી; જાણી ન શકાય એવી

આકાર=મૂર્તિ; ઘાટ

જર=પેસો

સકળ=સઘળી; બધી

વિકળતા=ગભરામણ; મુંઝવણ;

ટાળી=મટાડી; દૂર કરી

વીખ=ઝેર

વાર=અટકાવ; દૂર કર

બાનું=નામ; નિમિત્ત

પત=ટેક

પતિતોદ્ધાર=(સં)(પતિત=પાપી+ઉદ્ધાર)=પાપીને તારનાર; પરમેશ્વર

| | | |
|---|---|---|
| અભય=બીક વગરનું. | યાચું=માગું; જાચું | લહું=મેળવું |
| અચળ=ચળે નહિ એવું; કાયમ, | વારંવાર=વારે ઘડીએ | વિસ્તાર=વિશાળપણું; આત્માનું મોટાપણું |
| પદ=પદવી | તારી=ઉગારી; બચાવી | |
| | પાર=છેડો | |

હે દયાના ભંડાર (પરમેશ્વર) તું મારો આધાર છે મને તારો એકલાનોજ આશરો છે. તારૂં સારૂં નામ નિરાધારનો આધાર છે માટે તું મને મદદ કર; (ટેક) હું જ્યાં જોઉં ત્યાં તારી ઘણીજ ખુબી જણાય છે. અને તારી શક્તિ ને રૂપ સમજી શકાય નહિ એવાં છે. (ટેક) આ દુનિયાના માણસોનું હેત રૂપને લીધે કે રંગને લીધે કે પૈસાના લોભને લીધે છે. (ટેક) તું સઘળી ગભરામણ મટાડી દઇને ઝેર રૂપી વિષયો (શબ્દ, સ્પર્શ, રૂપ, રસ, અને ગંધ) થી દૂર રાખ; (ટેક) હે પાપીઓને તારનાર ધણી તું હેતથી તારા નામનો ટેક રાખ. (ટેક) તારૂં બીક વગરનું અને ચળે નહિ એવું (કાયમનું) સારૂં ઠેકાણું (પદ) હું હરઘડી માગું છું; (ટેક) જો કે તું ઇનસાફી છે છતાં પણ અમને માફ કરી (આ દુ:ખરૂપ સંસારમાં થી) ઉગારીને પાર ઉતાર. મતલબ કે જન્મ મરણનો ફેરો ટાળ. (ટેક) કહાન કવિ કહે છે કે હું તને પસંદ પડતાં કામ કરી કરીને આત્માની મોટાઇ મેળવું. (ટેક)

**શિખરણિ.**

| | | |
|---|---|---|
| પરેશ=પરમાત્મા; મોટા ધણી; પરમેશ્વર | પરમેશ્વર | ગતિ=શક્તિ |
| વિશ્વેશા=વિશ્વનો સ્વામી | અકલિત=સમજાય નહિ એવી | હિતાર્થે=લાભ માટે |
| | કૃતિ=કામ | જગપતિ=જગતનોધણી; પરમેશ્વર |

| | | |
|---|---|---|
| ભારી=મોટું | જોઇ | મથીમથી=મહેનત કરી કરી |
| નિરખી=ધારી ધારીને | મથી=મહેનત કરી | |

હે! મોટા ઇશ્વર, હે! બ્રહ્માંડના સ્વામી તારાં કામ અને શક્તિ સમજાય નહિ એવાં છે, હે જગતના ધણી (પરમેશ્વર) તેં આ બધું માણસના સુખને માટે બનાવ્યું છે, તારાં ભારે કામ જોઇને માણસો (કામ સમજવાને) મહેનત કરી કરીને આથા ખસે છે, તારા ગુણો ગાવાને માટે માણસની બુદ્ધિ જરા પણ ચાલતી નથી (મતલબ કે તારા ગુણોની ગણતરી કરવાની શક્તિ માણસમાં નથી.)(૧)

| | | |
|---|---|---|
| શો=કેવો | નૃત્ય=નાચ | અલપતો=ગાતો |
| દીસે=દેખાય | તરંગો=મોજાં | ઝૂકી=નમી; લચી |
| | | લહેર=સપાટો; સુરખી |
| જળનિધિ=પાણીનો ભંડાર; સમુદ્ર | મધુર=મીઠા. | નમન=નમસ્કાર |
| | સૂર=અવાજ | પ્રતિ=તરફ |

અહો! આ સમુદ્ર કેવો મોટો નાચ કરતો (હાલતો) જણાય છે. મોજાંઓ ઉછાળીને જાણે મીઠા અવાજથી ગાતો હોયની! બાગો અને વાડીઓમાં ફળ અને ફૂલથી ડાળીઓ ઘણી નમી રહેલી છે, તે જાણે પવનના સપાટાથી પરમેશ્વરને નમતી હોયની! (૨)

| | | |
|---|---|---|
| રમણાં=ખુશકારક; શોભિતાં | નવ=નહિ | ઘોર=ભયંકર; બિહામણી |
| | મણા=ખામી; ખોડ | ભયભીત=ભયંકર; બિહામણી. |
| દર્શાવે=દેખાડે; બતાવે | વ્યાઘ્રો=વાઘ | |
| કળા=યુક્તિ; તદબીર | ગર્જન=ગર્જના | |

ખુશકારક પક્ષીઓ વારંવાર મધુરૂં ગાઇને ખુશ થાય છે, વળી

વાઘો અને સિંહો ભયંકર અવાજ કરીને ફરતા, તેથી પાસેના પહાડ ફરીને ભયંકર શબ્દો કરતા, (પડઘા પડતા) તે એમ બતાવી આપે છે કે પરમેશ્વરની સમજાય નહિ એવી કળામાં કાંઇ પણ ખામી નથી. (૩)

અગણિત=અસંખ્ય
વિરાજિત=શોભિતા
જંતુ=જીવડાં
વૃક્ષ=ઝાડ
દીપસમ=દીવા જેવા
ઝગે=પ્રકાશે
તરુવર=મોટાં ઝાડ
મઢી=જડી
પોકારી=બૂમો પાડી.
કે'=કહે
વડી=મોટી

દીવાબત્તીને વખતે જોતાં ઉડતાં શોભિતાં અસંખ્ય ઝીણાં જીવડાંઓ ઝાડપર દીવા જેવાં (ચળકતાં) દેખાય છે તે ચળકે છે તેથી જાણે મોટાં ઝાડો શું હીરાથી જડી લીધાં હોયની! માણસો બૂમ પાડી (આશ્ચર્ય પામીને) કહે છે કે અહા! પરમેશ્વરનું કામ કેવું મોટું છે. (૪)

## પાઠ ૩૮ પંચવટી.

પંચવટી=પાંચ વડોનો જથો (એ નામનું જંગલ નાશકની પાસે છે; અને તે દંડકારણ્યનો ભાગ ગણાતું હતું)
શ્રી=સારા; શોભાયમાન
રઘુવીર=રામચંદ્રજી.
રઘુ=એક કુળનું નામ
વિરાજતાં શોભતાં
સંગે=સાથે
કુળનો ધર્મ=બાપદાદાથી ચાલતો ધર્મ
પાળતા=ચાલતા.
લીલા=વિલાસ; ક્રીડા
નૌતમ=નવીન
રંગ=મજા

પંચવટીમાં શોભાયમાન રામચંદ્રજી રહેતા હતા, તેમની સાથે સીતા અને લક્ષ્મણ હતા. તે સેવા કરતાં હતાં. એમ સૌ પોતપોતાના ધર્મ પ્રમાણે ચાલતાં અને હમેશાં નવીન મજા અને વિલાસ કરતાં હતાં; પંચવટીમાં શોભાયમાન રામચંદ્રજી રહેતા હતા. (૧)

| | | |
|---|---|---|
| નિર્મળ=પવિત્ર;ચોકખું | પર્ણકુટી=છાલ ડાળાંની ઝુંપડી. | ખટપદ=ભમરો;છપગવા. |
| મઠ=આશ્રમ | વૃંદ=જથ્થો; ટોળું | ગુંજે=બોલે (ગુંજવું. |
| છાઇ=છવાઇ આવી | જાઇ } જુઇ } ફૂલના વેલા | મધુરકંદ=મીઠો ફૂલનો રસ; મધ. |
| ધીર=ધીરજવાળા; ધૈર્યવાન | મકંદ=એક જાતનું ઝાડ | મકરંદ=ફૂલનો રસ |

તેની (પંચવટીની) પાસે ગોદાવરી નદીનું પવિત્ર પાણી વહે છે. અને ઠેકાણે ઠેકાણે ધૈર્યવાન ઋષિઓના આશ્રમો આવી રહ્યા છે; ઝુપડાની પાસે સીતાજીએ વાડી બનાવી હતી, અને તેમાં તુળસીનાં છોડના જથા વાવ્યા હતા; વળી તેમાં જાઈ, જુઇ, મકરંદ, આંબો અને મોગરો એ પણ હતાં; તેમાંના ફૂલનો મીઠો રસ-મધ ભમરાઓ ચૂસતા અને ગુંજારવ (અવાજ) કરતા; (ટેક). (૨)

| | | |
|---|---|---|
| ચંપક=ચંપાનું ઝાડ | જે પાકવાપર આવેલી કેરી | લટકે=ઝુલે; લબડે |
| હિંડોળા=હીંચકા | જામફળી=જમરૂખી | લૂમી=લૂમ; ઝુમખા |
| કરેણી=કરેણનાં ફૂલનું ઝાડ | કદળી=કેળ | દ્રાક્ષ=દરાખ; દ્રાક્ષ |
| આંબાસાખ=આંબાપર | મંડપ=માંડવો | |

વળી તેમાં (વાડીમાં) ગુલાબ, ચંપો, ડમરો, ચપેલી અને માલતી હતાં, કરેણો અને આંબાપર પાકવા આવેલી કેરી (પવનથી) હાલતી હતી, અને જમરૂખી, દાડમડી, નારંગી અને કેળ પણ હતી તેમજ દરાખનાં માંડવા ઉપર તેની લૂમો લચી રહી હતી; (ટેક) (૩)

| | | |
|---|---|---|
| નારિકેળ=નાળિએર; શ્રીફળ. | જંબીર=જાંબુ | ફોફળી=સોપરણ |
| | ક્રમુક=ગોપાનું ઝાડ | સીતાફળી=સીતાફળનું |

| | | |
|---|---|---|
| ઝાડ | કુંદ=એક જાતનો છોડ | આપે |
| શતપત્રી=સો પાંદડાની વેલી | મસમસતો=મઘમઘતો | ફુલ્યા=ખીલ્યાં |
| | મેં કે=મહેકે; સારીવાસ | અપાર=ઘણાં |

વળી તેમાં નાળિઆરી, જાંબુડી, ફણસ અને સોપારણ તેમજ સીતાફળી, શતપત્રી, કુંદ, કલ્હારનાં ઝાડ હતાં; કેવડા ચારે તરફથી સારી વાસ આપતા હતા. એમ જાત જાતનાં ઘણાં ફૂલો ખીલ્યાં હતાં. (ટેક) (૪)

| | | |
|---|---|---|
| તરુ=ઝાડ | કારંડવ=બતક | ખંજન=એક જાતનું પક્ષી |
| શોહામણા=શોભિતા | ચાતક=બપૈયા | |
| બક=બગલો | ચકોર=એક જાતનું પક્ષી | આદે=આદિ, વગેરે |
| પારાવત=કબુતર | કોકિલ=કોયલ | લલિત=સુંદર |
| મૃગ=હરણ | કપોત=હોલો | વિહંગ=પક્ષી; પંખી. |

ઝાડોપર બગલા, કબુતર, ચકવા, ચકવી, હંસ, ચકોર, બપૈયા, કોયલ, હોલા, ખંજન, બતક વગેરે સુંદર પક્ષીઓ અને જમીનપર હરણ વગેરે પશુઓ મધુર અવાજ કરતાં હતાં. (ટેક) (૫)

| | | |
|---|---|---|
| ભૂમિ=જમીન | પહોળાં કરવાં તે | ખગ=પક્ષી |
| કળા કરવી=પીછાં ઉંચાં | જય જય=જે જે | |

જમીન ઉપર મોર કળા કરીને નાચતા હતા, અને મેના તથા પોપટ જયરામ જયરામ બોલતાં હતાં; શોભિતાં પક્ષીઓ સારા મીઠા શબ્દો બોલતાં હતાં, એવાં પક્ષી અને હરણોને જોઇને સીતાજી મનમાં ખુશ થતાં હતાં (ટેક) (૬)

## સારંગ.

રામ પંચવટીમાં રહ્યા છે અને તેમના દિવસ ખુશીમાં જાય છે; લક્ષ્મણ અને સીતાજી રામચન્દ્રની સેવા હોંસથી કરે છે. (૧)

| | |
|---|---|
| બીલડી=બીલની સ્ત્રી | વનફળ=વનમાં થતાં ફળ |
| જૂથ=ટોળું | પડીયા=દડીઆ |

બીલડીઓનાં ટોળાં મળીને સીતાજીને જોવા આવે; અને જાત જાતનાં વનમાં થતાં ફળના તથા મેવાના દડીઆ ભરી ભરીને લાવે. (૨)

| | | |
|---|---|---|
| જનકસુતા=જાનકી; જનક રાજાની પુત્રી; | સીતા | ચકિત=દિંગ |
| | રૂપ=કાંતિ | |

સીતાજીની વાડીમાં હરણોનાં ટોળાં ચરવા આવે, અને તે (ટોળાં) બધાં સીતાજીની કાંતિ જોઇને ત્યાં દિંગ થઇ જાય. (૩)

| | | |
|---|---|---|
| સૌમિત્રિ=સુમિત્રાનોપુત્ર; લક્ષ્મણ | આરોગાવી=ખવડાવી | ગ્રાસ=કોળીઓ |
| | વળતાં=પછી | ગ્રાસ કરે=ખાય |

હંમેશાં લક્ષ્મણ ફળ લાવીને સીતાજીની પાસે મૂકે, અને (સીતાજી) શ્રીરામને (ફળ) ખવડાવીને પછી પોતે ફળ ખાય. (૪)

| | | |
|---|---|---|
| **પાઠ ૪૪.** | સારૂં=મીઠું; મધુરૂં | નિર્ભય=નિડર; બીકવગર |
| **હિતનાં વચનો.** | ગૂંગ=મૂંગો. | ભારી=ઘણા |
| હિત=ભલું | નીત=હંમેશાં | મનનો સુખી=સંતોષી |
| બધિર=બહેરો | પરઉપકારી=પરોપકારી | સ્તુતિ=વખાણ; તારીફ |
| સ્વાધીન=તાબે; વશ. | ધીર=ધીરજવાળો | ખતા=ઠોકર |
| સમ=સરખો; જેવો | રણે=લડાઇમાં | પીઠ પાછળ=ગેરહાજ- |

રીમાં

અનાદર=તિરસ્કાર; તુ-
 ચ્છકાર

કાળે=વખતે; સમયે

દશા=હાલત; અવસ્થા;
 સ્થિતિ

સહી=નક્કી; નિશ્ચય

હિતુ–ભલું ઇચ્છનાર;
 હિતેચ્છુ

શીખ=શિખામણ

ભાષણ=વાક્ય; બોલ

તોય=તોપણ

હિતકાર=ભલું કરનાર

છાની=ગુપ્ત; છુપી

સાચ=સાચો; ખરો

સ્નેહી=પ્રીતિવાળો

આમદાની=આવક; પે-
 દાસ

સાવધ=હોશિયાર

વહેવારે=વ્યવહારમાં;
 ખરી રીતે

શરમ=લાજ

હાનિ=નુકસાન.

હોરિ લેછે=ખમે છે

વારતા=વાત; શિખા-
 મણ

પતે=પતી જાય; મટે

મેર મેળે=માંહે માંહે

કાજી=ન્યાયાધીશ.

કો=કોઇનું

સર્વથા=સર્વ પ્રકારે;
 બધી રીતે

વૈરભાવ=દુશ્મનાટ

કથા=વાત

ડોકી બા'ર ન કાઢી=
 આગેવાન ન થવું

પુરૂં=સમાપ્ત; ખલાસ

હાથ ઘાલવો=શરૂ કરવું.

વિચાર=અભિપ્રાય; મત

આલવો=અપાવો

ભલાને માટે કહીએ તે સાંભળે નહિ (મનમાં રાખે નહિ) તેને બહેરા જેવો જાણવો; જે માણસ ગુસ્સાને તાબે થાય, (ગુસ્સો કરે) તેને આંધળા જેવો સમજવો. (૧) જે માણસ મધુરૂં બોલી જાણતો નથી તેને ગુંગા જેવો સમજવો. સારૂં માઠું નહિ સમજતો હોય તેને ઢોર સમજીને કાઢી મૂકવો. (૨) જે હંમેશાં પારકાનું ભલું કરનારો છે, તેનેજ મોટો (માણસ) સમજવો; જે લડાઇમાં ઘણો નીડર છે તેનેજ ધીરજવાળો માનવો. (૩) જે માણસ પૈસા, જુવાની ને ઉંમર પર ભરોસો રાખતો નથી; તેનેજ ડાહ્યો ને સંતોષી સમજવો. (૪) આપણા વખાણ સાંભળીને ભોળાઇને છેતરાવું નહિ કારણકે મતલબને માટે લુચ્ચા લોકો ઘણું જુઠું બોલે

છે. (૫) કોઇ આપણી બદબોઇ કરે તો તે સાંભળીને લડવું નહિ; કારણ કે જે નીચમાણસ હોય તે આપણી ગેરહાજરીમાં ભુંડું બોલે છે. (૬) કોઇને ગરીબ જોઇને તેનો તિરસ્કાર કરવો નહિ, કારણ કે કોઇ વખતે આપણા પણ એવા હાલ નક્કી થાય. (૭) ભલું ચાહનાર માણસની શિખામણનું વાક્ય કડવું હોય છે ખરૂં, તોપણ તે ભલું કરનાર છે માટે તેમની સાથે દુશ્મનાઇ શા માટે કરવી? (મતલબ કે દુશ્મનાઇ કરવી નહિ) (૮) આપણી ગુપ્ત વાત હોય તે કોઇને વિશ્વાસ રાખી કહેવી નહિ, પણ જો આપણો ખરો પ્રીતિવાળો હોય તો તેને ભરોસે નક્કી કહેવી. (૯) લોકો ઉપજ અને ખર્ચ લખવામાં હોશિયાર રહે છે; પણ જે વહેવારમાં (આપ લેના સંબંધમાં) શરમ રાખે છે તે નુકસાન ખમે છે. (૧૦) બાળકો પાસેથી પણ ડહાપણની વાત શીખી લેવી; જ્યાં સુધી કજીઆ ઘેર મેળે પતે ત્યાં સુધી ન્યાયાધીશ પાસે જવું નહિ. (૧૧) મુએલા માણસનું નક્કી કોઇ દિવસ પણ ભુંડું બોલો નહિ; કોઈની સાથે લડાઇ રાખવી નહિ અને કોઇની છાની વાતો ઉઘાડી પાડવી નહિ. (૧૨) ગળ્યું ખાવાને માટે જીભને ઘણો મહાવરો પાડવો નહિ (મતલબ કે ગળ્યું ખાવાની ઘણી ટેવ રાખવી નહિ.) બીજાનો કજીઓ માથે લેવાની આગેવાની કરવી નહિ. (૧૩) એક કામ પુરૂં થાય ત્યારપછીજ બીજું કામ શરૂ કરવું; બે જણની વાતમાં ત્રીજા માણસે (આપણે) (સમજ્યા વગર) તરત અભિપ્રાય આપવો નહિ

| પાઠ ૪૯ | ઝંખે=જોવાને ઇચ્છે | ઓ; વડના ફાંટા |
|---|---|---|
| કાક=કાગડા | પીયુ પીયુ=પાણી પાણી | ટૌકાર=મધુર અવાજ |
| પપૈયા=ચાતક; બપૈયા. | વડશાખા=વડની ડાળી- | ઢેલ=મોરની માદા |

વીણે=ચારે
પલાશ=ખાખર
કોયલડી=કોયલ
ટહુકે=ટહુકા કરે
સ્વરઝીણે=ઝીણા રાગથી
મંદ=ધીમો
સુવાસિત=(સુ+વાસ+ ઇત)=સારી વાસ વાળો; સુગંધીદાર
ટાણે=વખતે
અક્રૂર=શ્રી કૃષ્ણના કાકા; શ્રી કૃષ્ણના ભકત.
ભોર=મળસકું; સવાર
નરસઇયાનો સ્વામી=શ્રી કૃષ્ણ ભગવાન
વીણ=વિના; વગર
સોર=અવાજ
જહારે=જ્યારે
ખટ=૭
સાધુ=જ્ઞાની
પરહરી=છોડી
સમરવા=યાદ કરવા
શ્રી હરિ=શ્રી કૃષ્ણ
જોગીઆ=જોગી
જોગ=પરમેશ્વર સાથે મન જોડવું તે
ભોગ=વિલાસ; મોજ
સદ્‌ગ્રંથ બાંધવા=સારી કવિતા રચવી
પતિવ્રતા=ધણીના હુકમમાં રહેનારી
કંથ=સ્વામી
ચિત્ત ધરવું=મનમાં લાવવું
મર્મ=ભેદ; છુપું કારણ; ભાવાર્થ
અવતરે=જન્મે

## પાઠ ૪૮ મો પ્રભાત.

સવાર પડી એમ સમજીને પક્ષીઓ જાગ્યાં; ત્યાં કાગડા કા કા કરે છે; બપૈયા પક્ષી તો પીયુ પીયુ (વરસાદ) જોવાને તલપે છે. વડની ડાળીઓપર સુડા કૌ કૌ કરે છે (ટેક) મોર પીછાં ઉંચાં ને પહોળાં કરીને ટીહુક ટીહુક બોલે છે, (તે વખતે તેની) આંખમાંથી આંસુ પડે છે તે ઢેલ ઝીલે છે; (તેથી તેને ગર્ભ રહે છે.) ખાખરના (ઝાડ) પર શોભિતા પોપટ બોલે છે; અને કોયલ ઝીણા સ્વરથી ટૌકા કરે છે (ટેક) વાછરડાં ભાં ભાં શબ્દ બોલે, તે સાંભળી ગાયો આંઆં શબ્દ બોલે (મતલબ કે બરાડે) ઠંડા સુગંધીદાર પવન ધીમો વાય છે તે લુગડાં ઉડાડીને હાલે છે. (ટેક) તે વખતે સવાર પડી ગઇ એમ સમજીને અક્રૂર જાગ્યા, પણ નરસ-

ધ્યાના સ્વામી (શ્રી કૃષ્ણ ભગવાન) સિવાય કોઇ જાણતું નથી કે એ ગોપીઓનો સાદ છે. (ટેક)

## પ્રભાતીઉં.

જ્યારે પાછલી છ ઘડી રાત રહે ત્યારે સાધુ માણસે ઉંઘને છોડી દઇને ઊઠવું અને પરમેશ્વરનું સ્મરણ કરવું, અને તું એક છે તું એક છે એમ બોલવું. (ટેક) જોગીઓ હોય તેમણે પરમેશ્વર સાથે મન જોડવું અને સંસારીઓએ ઉપભોગ છોડી દેવા; જે વેદીઆ હોય તેમણે ઇશ્વરી જ્ઞાન વિચારવું. જે વૈષ્ણવ હોય તેમણે શ્રી કૃષ્ણનું ભજન કરવું. (ટેક) સારા કવિ હોય તેમણે સારી કવિતા બનાવવી, અને જે દાતાર હોય તેમણે પુણ્ય કરવું; સતી સ્ત્રીએ ધણીને પૂજવું અને ધણી કહે તે પ્રમાણે ચાલવું. (ટેક) આપણે આપણી ફરજને બજાવવી અને કામનો ઝીણો વિચાર કરી જોવો; નરસિંહના સ્વામીનુ (શ્રી કૃષ્ણ ભગવાનનું) પ્રીતેથી સ્મરણ કરે તો પુરુષ અથવા બૈરીને બીજો જન્મ લેવો પડે નહિ. મતલબ કે મોક્ષ પામે. (ટેક)

### પાઠ ૫૪.

નિર્દોષ=બીનગુનેહગાર
હસ્ત=હાથ
ફાળ=ધારકો
ક્રૂર=ઘાતકી
જખમ=ઘા
કળ=કળતર
ચણજો=બનાવજો
ઉપવન=વાડી
કુદરતી=ઇશ્વરી; સ્વાભાવિક
ક્ષેમ=આરોગ્ય; કુશળ; કલ્યાણ
પાણો=પત્થર
સામ્ય=બરોબરી; સરખાપણું
સત્તા=અમલ

## પાઠ ૫૫ મો. નિર્દોષ પક્ષીઓ.

તે નિર્દોષ પંખીડાની ઉપર પથરો ફેંકતાં તો ફેંકી દીધો પણ અરરરર! તે તો છૂટયો તેથી મનમાં ધારકો પકયો. અરેરે તે

(પથરો) તેના શરીરપર લાગ્યો કે તરત શ્વાસ બંધ થઇ જતાંમાં પાંખ ઢીલી (કમતાકાત) થવાથી તે ઝાડપરથી નીચે પડી ગયું. (૧) જેને મેં પાળ્યું તે આ મારાજ હાથથી તરફડીને મરે છે, એમ જાણી ધડકતે દીલે તેનાપર પાણી છાંટ્યું તોપણ તે ઊઠી શક્યું નહિ. અરે! પણ ઘાતકી હાથે શરીરને જખમ કરેલો તે ક્યાં-થી ઊઠે? ઓહો એનું છેક કોમળ હ્રદય તેથી તે ક્યાંથી ઊઠે? ' (૨) પણ અરેરે જો દુઃખ નરમ પડ્યું ને એ આંખ તો ઉઘડી પણ એ મરી જશે કે જીવશે તે કોણ જાણી શકે? પણ આહાહા ફરીથી આ વાડીના મીઠાં ફળો ખાવાને તેમજ ફરીથી મીઠાં (મન-ગમતાં) ગીત ગાવાને જીવ્યું. (૩) અરે પંખીડાં સુખેથી કંઈ ગીત બનાવજો અને ગાજો, શાને માટે મારાથી બીને આવી રમત છોડી દઇને ઊડો છો? પાસે જેવી ગાય ચરતી હતી, તેવોજ હું (પામરપ્રાણી) છું. નહિ નહિ કોઇ દિવસ પણ તમારા શરીરને હુ નુકસાન કરીશ નહિ. (૪) મેં માળીને પણ તમારા તરફ કંઇ પણ ફેંકવાની મના કરી છે. હંમેશાં મારી વાડી સર્વ પખીડાંને માટે ખુલ્લી છે. પણ માણુસોથી બીવાની તમને (પક્ષીઓને) કુદરતી આદત મળેલી છે. અને તેમાંજ તમે બધાંએ કલ્યાણ માન્યું તો મારાથી પણ ભલે બીતાં. (૫) ઉડો તો આહા! કોઇ ઘાતકી હાથનો (ઘાતકી માણુ-સોનો) નક્કી ડર છે, તમારા તરફ પથરો ફેંકવો એ તો માણસેની રમત છે, કુદરતના સરખાપણાની સમજ ભૂલી જઇને નિર્દય માણુસો તમારા પર આવી સત્તા ભોગવે છે, તેથી હું દુઃખી છું. (મનમાં દીલગીર થાઉં છું.) (૬)

# પાઠવાર અઘરા શબ્દો તથા જોડાક્ષર.

| | | | |
|---|---|---|---|
| અવશ્ય | સ્થિર | ઋષિ | સ્વર્ગ |
| બુદ્ધિ | યુદ્ધ | નિષ્ઠા | સ્થિતિ |
| સ્નાયુ | તંદુરસ્તી | કર્તવ્ય | બુદ્ધિ |
| વિદ્વાન | પ્રસન્ન | અમૂલ્ય | શ્વેતાંબર |
| પ્રયત્ન | શ્વાસ | સ્વછંદી | દિગંબર |
| ક્રિકેટ | વ્યાસ | ઉંઘણશી | સિદ્ધાંત |
| સસ્તી | ઉત્પન્ન | ધ્યાન | તુર્કસ્તાન |
| ઇંદ્રિયો | નૈટ્રોજન | શોષાય | સ્તુતિ |
| બ્રહ્મચર્ય | ઓક્સિજન | નિર્બળ | સુન્ની |
| દ્વેષ | શુદ્ધ | પુર્તી | જરતાસ્ત |
| નિશ્ચય | એસિડ | મિષ્ટાન્ન | ખ્રિસ્તી |
| દુર્ગુણ | જવાંમર્દ | સૂર્યોદય | પોર્ટુગીઝ |
| મૂર્ખાઈ | આયર્લાંડ | પ્રાતઃકાળ | પ્રોટેસ્ટંટ |
| આયુષ્ય | કોકેન | દ્રાવિડ | સંક્ષિપ્ત |
| અકસ્માત | પ્રાર્થના | ધર્મશાસ્ત્ર | સિક્કા |
| અણુધાર્યું | શ્રદ્ધા | વિષ્ણુ | તામ્રપટ |
| સ્વસ્થ | વિદ્યાર્થી | ઇષ્ટ | વર્ણન |
| ગૃહસ્થે | શિષ્યવર્ગ | વ્રત | ચંદ્રગુપ્ત |

| | | | |
|---|---|---|---|
| શ્રી કૃષ્ણ | વૈષ્ણવો | સાંદીપનિ | સંન્યાસી |
| સેલ્યુકસે | મેગેસ્થિનીસ | આશ્ચર્ય | હસ્તિનાપુર |
| સ્પેન | વ્યવસ્થા | ધર્મિષ્ઠ | કૃષ્ણા |
| આગ્રહ | ન્યાયાસન | પ્રીતિ | તુંગભદ્રા |
| સપ્ટેંબર | શ્રવણ | દ્રવ્ય | કાઠિઆવાડ |
| ચિહ્નો | મૃગચર્મ | ઉત્તેજન | જાન્યુઆરી |
| સ્પષ્ટ | જ્ઞાતિ | ક્ષત્રિય | સંપ્રદાય |
| વૃક્ષો | ઋગ્વેદસંહિતા | વૈશ્ય | ફાર્બસ |
| સ્વાર્થ | વસિષ્ઠ | શૂદ્ર | હિતેચ્છુ |
| હરિશ્ચંદ્ર | ભુજયુ | ધર્મોપદેશ | પદ્ધતિ |
| સત્યવાદી | અશ્વિનિકુમાર | કાવ્યશક્તિ | વિશ્વામિત્ર |
| બ્રહ્મદેશ | વિશેષ | વર્ષાસન | સર્વસ્વ |
| ફાહ્યાન | સ્ટેશન | ધાર્મિક | પુષ્પ |
| મૂર્છના | બુદ્ધ | વિશ્વાસઘાતી | ક્ષત્રિયાણી |
| પ્રસિદ્ધ | મૂર્તિ | સંપૂર્ણ | ધૈર્ય |
| બુદ્ધી | કાર્લી | યુક્તિ | અગ્નિ |
| અદ્ભુત | શિલ્પ | અત્યંત | સુદ્ધાં |
| જવાંમર્દી | ધાતુગર્ભ | ચક્રવર્તી | નિર્ધન |
| સ્તંભ | નિમિત્ત | સ્તબ્ધ | ભિક્ષુક |
| આશ્રય | અનંત | અડસટ્ટો | ક્ષણભંગુર |
| આકૃતિ | સ્લેટ | નિર્વાણ | પરકંમાવાસી |

| | | | |
|---|---|---|---|
| ગૃહસ્થાઇ | ભિક્ષાપાત્ર | શિક્ષણ | પ્રતિષ્ઠા |
| વર્તણુક | દિલ્હી | રિવાજ | અર્થે |
| સદાવ્રત | શ્રદ્ધા | પૂર્ણ | શ્રીમંત |
| આદિત્યેશ્વર | ભૂસ્તર | પ્રવેશ | કવિત્વ |
| ગરૂડેશ્વર | અગત્ય | માર્કિવસ | શૂલપાણીશ્વર |
| સ્વાશ્રય | વૂસ્ટર | મહંમદ | અલૌકિક |
| ઉદ્યમ | જેમ્સ | પેગમ્બર | મૃગલાં |
| ઇસ્પિતાલ | સ્કોટલાંડ | શસ્ત્ર | નિર્ભય |
| ધનાઢ્ય | ગ્લાસગો | ઓદ્ધો | બુટ્ટી |
| કીર્તિ | શાસ્ત્ર | વંશપરંપરા | પર્ણકુટી |
| અફગાનિસ્તાન | કલાઇડ | દમાસ્કસ | હૃદય |
| એશિઆઈમા- | ફુલ્ટન | પ્રપૌત્ર | અતિથિ |
| ઇનર | જ્યોર્જ | વૃદ્ધિ | ખ્રિસ્તી |
| સ્ટીવન્સ | ધર્માધ્યક્ષ | આશિર્વાદ | પોર્ટુગાલ |
| ઇંજનેર | મુરબ્બી | લુગડાંલત્તાં | બૂશિર |
| પાંત્રિસ | દૃષ્ટિ | સંકલ્પ | લિસ્બન |
| સત્તરમા | સંન્યાસી | વાસ્કોડાગામા | નિર્ધન |
| શ્લોક | દાક્તર | મોઝાંબિક | સંસ્કૃત |
| કૃપણ | સૂંઠ | મિત્રતા | નાસ્તિક |
| સિંહલદ્વીપ | દ્રૌપદી | હુન્નર | કર્તા |
| મોલ્યુકા | શીઘ્ર | પુસ્તકાલય | સંરક્ષણ |

| | | | |
|---|---|---|---|
| સમૃદ્ધિ | નળાખ્યાન | સંગ્રહસ્થાન | ઉત્તમ |
| પિત્તળ | સુભદ્રા | કિલ્લા | બ્રહ્માંડ |
| મહાશ્રા | સુધન્વાખ્યાન | દ્રેષીલા | ક્રૂર |
| અશ્વમેધ | સદ્ગ્રંથ | શેષનાગ | પ્રફુલ્લતા |
| ધૃતરાષ્ટ્ર | સુવાસિત | ઉજ્જણુ | સ્વાર્થ |
| યુધિષ્ઠિર | અક્રૂર | યઝહેજરદી | કૃત્ય |
| અર્જુન | ધર્મગ્રંથો | ધિક્કાર | દુર્યોધન |
| ઇત્યાદિ | શ્રીગોડ | બ્રહ્મદત્ત | સ્વાર્થી |
| વિદ્યાલય | વીરેશ્વર | ભૂષણુ | નિષ્ફળ |
| વૃત્તિ | ઉર્મી | મીણુબત્તી | સ્વયંવર |
| શય્યા | સિંહાસન | હિંમત | મચ્છવેધ |
| દર્શન | બત્રીસી | આશ્વિન | ઇંદ્રપ્રસ્થ |
| આત્રેયી | ઉત્તેજન | હુડ્ડી | રાજસૂય |
| દંડાકારણ્ય | દુઃખભંજન | વૃદ્ધો | પ્રિય |
| સ્ફાટિક | ગુપ્ત | વિઘ્ન | પ્રતિષ્ઠા |
| અષ્ટખુણુ | દ્રોણાચાર્ય | સંસ્કૃત | વિદ્યાભ્યાસ |
| કીર્તિસ્તંભ | વર્ણાશ્રમ | વજ્રપાત | પ્રશ્ન |
| વાલ્મીકિ | સ્વરૂપ | ઋષ્યશૃંગ | મુડદું |
| સુગ્રીવ | ભિન્ન | કૌશલ્યા | સ્મશાન |
| પત્તા | શ્વાસોચ્છ્વાસ | મૂર્તિ | સંભાષણુ |
| વિષ્ટિ | પુષ્ટિ | કર્ણુ | અર્ધું |

| | | | |
|---|---|---|---|
| વિભીષણ | નિરર્થક | મહાત્મા | દીર્ઘસૂત્રી |
| ઇંદ્રજીત | સ્વપ્ના | ચિત્ત | છિદ્ર |
| નિરૂદ્યમી | છુટ્ટા | ગર્ભવતી | નિરતેજ |
| સંવત્સર | મૂર્તિપૂજક | સદુપદેશ | થાણેશ્વર |
| લૂટયું | મશ્કરી | મંદિર | વિનંતી |
| મિટ્ટી | નામાંકિત | ક્રૂરતા | જાત્રાળુ |
| નિષ્ફળ | મુશ્કેલી | ઓઢીઆ | આશ્ચર્ય |
| મુત્તલીબ | પર્યંત | સંદેશો | શૌર્ય |
| જેસુઇટ | પ્રસિદ્ધ | યઝદેજર્દ | આશ્રિત |
| દીર્ઘદૃષ્ટિ | મયૂરાસન | બાલ્યાવસ્થા | નિશ્ચય |
| શબ્દવેધ | પદ્ધતિ | સમૃદ્ધિ | પુનર્લગ્ન |
| અહુરમઝદ | દિલ્હી | સદ | ટેવર્નિઅર |
| કષિપાષાણ | અગિઆરી | હર્ષવર્ધન | સિસોદીઆ |
| ક્રિયાદ | સૃષ્ટિ | વરિઆવ | શિલાદિત્ય |
| હોદ્દા | સુદ્ધાં | અનુયાયી | ખ્રિસ્તી |
| ધર્મિષ્ટ | પદભ્રષ્ટ | સૂંઢ | અગ્રેસર |
| જિલ્લો | મદ્રેસા | હૃદય | ચોપુલીઆં |
| પ્રાસાદિક | ટક્કર | અસ્તવ્યસ્ત | પોર્ટુગીઝ |
| વેનિસ | નિષ્કામ | પૃથ્વીરાજ | મુડદાં |
| પ્રતિનિધિ | ઝનુન | વિષમ | લૂટફાટ |
| ઉત્સાહ | તિરસ્કાર | ઉષ્કંઠા | વિષ્ટિ |

| | | | |
|---|---|---|---|
| શિક્ષા | ઢોંગ | કટ્ટો | મંત્રી |
| નિષ્ઠા | ક્ષિતિજ | ગેરસપ્પા | ત્રાવણકોર |
| બિંદુ | સારાંશ | સ્નેહી | ધ્રુવ |
| નિરંતર | નમસ્કાર | ગોળાર્દ્ધ | દ્વીપકલ્પ |
| નિકાસ | સપ્તઋષિ | કન્યાકુમારી | રત્નાગિરી |
| લુબ્ધક | કલકત્તા | અનુકૂળ | તેજસ્વી |
| બ્રહ્માનંદ | મિતિ | બૃહતલુબ્ધક | પુષ્કળ |
| પોષ | કૃતિકા | ધ્યાન | અક્ષાંશ |
| મધ્યમ | સિંકોના | રેખાંશ | રજપુતસ્તાન |
| પ્રત્યેક | પોંડીચરી | પ્રત | વિજાગાપટ્ટણ |
| વિષુવવૃત્ત | મદ્રાસ | ચિતેગામ | શૂન્ય |
| આકિઆબ | યુરેનસ | વર્તુળ | આગ્રા |
| બ્રિટિશ | નેપ્ચ્યુન | કલ્પના | ગ્વાલીઅર |
| ક્ષેત્રફળ | બૃહસ્પતિ | ત્રાંસો | લખનૌ |
| સંયુક્ત | પ્રદક્ષિણા | નિયમિત | મછલીપટ્ટણ |
| વાયવ્ય | ધૂમકેતુ | લોર્ડ | બલુચિસ્તાન |
| સૂર્યમાળા | સહ્યાદ્રિ | ડેલહાઉસી | કુર્ગ |
| નક્ષત્રો | સોલાપુર | બ્રહ્મપુત્રા | હૈદ્રાબાદ |
| પ્રકાશિત | શુળપાણિ | ગોધરા | મ્હૈસુર |
| નેગાપટ્ટણ | મ્હૈસુર | કાશ્મીર | વિચિત્ર |
| વિક્ટરિઆ | શિલ્પશાસ્ત્ર | સત્તા | ગઠ્ઠો |

| | | | |
|---|---|---|---|
| સ્વાદિષ્ટ | શ્રેષ્ઠ | પ્રતિનિધિ | પ્રકાશિત |
| કલ્પવૃક્ષ | જ્ઞાનતંતુ | નિમણુક | ચત્તો |
| મંદિર | રજ્જુ | સેક્રેટરી | દ્વિદળ |
| અદ્યાપિ | લેફ્ટેનન્ટ | વજ્રપત્ર | અણીશુદ્ધ |
| કમિશ્નર | ફૂલમણી | સમાધ | રેસિડંટ |
| પુષ્પકોશ | સંપૂર્ણ | અબ્બાસી | હસ્તક |
| સ્ત્રીકેસર | મિશ્રણ | ઇંડીઆ | પુંકેસર |
| ઈયળ | ચિકાશ | ઓફિસ | અશ્ર |
| ઈંડું | ચિત્ત | વાયુશોષક | સંયોગ |
| દરમિઆન | ઉચ્ચાલન | સિદ્ધ | મિશ્ર |
| પરિપૂર્ણ | બુદ્ધુ | નૈટ્રોજન | વૃદ્ધિ |
| ત્વચા | ટાચ્યુ | કોલગ્યાસ | ઉત્પત્તિ |
| પૌષ્ટિક | પેડું | ધ્વનિ | પિંડ |
| શોષણ | દોરડું | પ્રતિધ્વનિ | પંક્તિ |
| હાડાં | સભ્યતા | સૂક્ષ્મદર્શક | ચિત્રવિદ્યા |

## અપૂર્ણાંકના કેટલાંક ધ્યાનમાં રાખવા જોગ નિયમો.

૧) અપૂર્ણાંકમા અંશ એ ભાજ્ય અને છેદ એ ભાજક છે.

૨) કોઇ પણ પૂર્ણાંક સંખ્યાને અપૂર્ણાંકમા લખવી હોય તો છેદમાં ૧ મૂકવો.

૩) સમ અપૂર્ણાંકની કિંમત હમેશાં એક કરતા ઓછીજ હોય છે કારણ કે એમા અંશ કરતા છેદ વધારે હોય છે.

૪) વિષમ અપૂર્ણાંકની કિંમત હંમેશાં એક અથવા એક કરતાં વધારે હોય છે કારણ કે એમાં અંશ અને છેદ સરખા હોય છે અથવા અંશ કરતાં છેદ ઓછો હોય છે માટે.

૫) વિષમ અપૂર્ણાંકના અંશને છેદે ભાગી પૂર્ણાંક કાઢી શકાય છે. અને તેને ભાગાનુબંધ અપૂર્ણાંકનું રૂપ આપી શકાય છે.

૬) સમ અપૂર્ણાંકને ભાગાનુબંધ અપૂર્ણાંકનું રૂપ આપી શકાતું નથી.

૭) ભાગાનુબંધ અપૂર્ણાંક પૂર્ણાંક અને અપૂર્ણાંક મળીને થએલું છે.

૮) ભાગાનુબંધ અપૂર્ણાંકને વિષમ અપૂર્ણાંકનું રૂપ આપી શકાય છે.

૯) અપૂર્ણાંકના અંશ તથા છેદને એકજ રકમે ગુણવાથી તથા ભાગવાથી અપૂર્ણાંકની કિંમતમાં ફેર પડતો નથી માટેજ અપૂર્ણાંકના અંશ અથવા છેદ ધાર્યા મુજબ લાવી શકાય છે.

૧૦) અપૂર્ણાંકોની કિંમત સરખાવવા માટે તેમને સમચ્છેદનું રૂપ આપવું. કારણકે છેદ સરખા થયા વગર કયું અપૂર્ણાંક મોટું છે કે નાનું તે જાણી શકાતું નથી.

૧૧) અપૂર્ણાંકોના અંશ જુદા જુદા હોય પણ છેદ એક સરખાજ હોય તો જે અપૂર્ણાંકના અંશ વધારે હોય તે મોટું અને ઓછા હોય તે નાનું સમજવું.

૧૨) અપૂર્ણાંકના છેદ જુદા જુદા હોય પણ અંશ એક સરખાજ હોય તો જે અપૂર્ણાંકનો છેદ ઓછો તે મોટું અને વધારે તે નાનું સમજવું.

૧૩) સમ અપૂર્ણાંકના અંશ તથા છેદમાં એકજ સંખ્યા ઉમેરવાથી અપૂર્ણાંકની કિંમત વધે છે.

૧૪) વિષમાં અપૂર્ણાંકના અંશ તથા છેદમા એકજ સંખ્યા ઉમેરવાથી અપૂર્ણાંકની મૂળ કિંમત કાયમ રહે છે અથવા ઓછી થાય છે.

૧૫) જુદા જુદા છેદવાળાં અપૂર્ણાંકોના સરવાળા, બાદબાકી કરવા હોય તો તે બધાં અપૂર્ણાંકોનો સમચ્છેદ કરવો પછી સરવાળો કે બાદબાકી કરવા.

૧૬) જુદા જુદા અપૂર્ણાંકોના સરવાળા બાદબાકી એકઠા હોય તો તે બધાં અપૂર્ણાંકોનો સમચ્છેદ કરવો, પછી જેટલી વત્તાની રકમના હોય તેના અંશનો અને જેટલી ઓછાની રકમો હોય તેના અંશનો જુદો જુદો સરવાળો કરવો, પછી વત્તાની રકમના સરવાળામાંથી ઓછાની રકમનો સરવાળો બાદ કરી બાકી રહે તેટલા અંશમાં લખી લઘુતમ છેદમાં લખવો. જો જવાબ અતિ સંક્ષેપરૂપમાં નહિ હોય તો અતિ સંક્ષેરૂપ આપવું.

૧૭) અપૂર્ણાંકના દાખલામાં જ્યારે એક કરતા વધારે પદો કૌંસમાં આપ્યા હોય ત્યારે હમેશાં કૌંસમાંના પદોનું પહેલાં સાદું રૂપ કરવું અને કૌંસની પહેલા જે ચિહ્ન હોય તે સાદારૂપને લગાડવું.

૧૮) એક અપૂર્ણાંકમાંથી બીજુ અપૂર્ણાંક બાદ કરવાનું હોય છે પણ બાદ કરવાના અપૂર્ણાંકની કિંમત વધારે હોય તો તેમાંથી વત્તાનું અપૂર્ણાંક બાદ કરી જવાબની પહેલાં ઓછાનું ચિહ્ન મુકવું.

૧૯) જુદા જુદા અપૂર્ણાંકોના સરવાળા, બાદબાકી. ગુણાકાર અને ભાગાકાર એકઠા હોય ત્યારે ગુણાકાર ભાગાકારની રકમો કૌંસમાં છે એમ સમજીને પહેલા તેને સાદું રૂપ આપવું પછીજ સરવાળો બાદબાકી કરવા.

૨૦) અપૂર્ણાંકો ગુણાકાર ભાગાકારના સબંધથી જોડાયલા હોય તો તે જે અનુક્રમમાં હોય તે અનુક્રમે ગુણાકાર ભાગાકાર કરવો.

૨૧) બે વિશેષ સંખ્યાનો ભાગાકાર કરતા પહેલા તેમને એક નામમાં આણવી પછી ભાગાકાર કરવો.

૨૨) વિશેષ સંખ્યાને વિશેષ સખ્યાથી ભાગી શકાય પણ જવાબ સાદી સંખ્યા આવે. જેમકે ૨૫ રૂપીઆ ÷ ૫ રૂપીઆ. જવાબ પાંચ.

૨૩) સાદી સંખ્યાને વિશેષ સંખ્યાથી ભાગી શકાય નહિ પણ વિશેષ સંખ્યાને સાદી સંખ્યાથી ભાગી શકાય અને જવાબ વિશેષ સંખ્યા આવે.

૨૪) અપૂર્ણાંકના દાખલામા કૌંસની પહેલાં કાંઇ ચિહ્ન ન આપ્યું હોય તો ગુણ્યાનુ ચિહ્ન સમજવુ

૨૫) અપૂર્ણાંકના દાખલામાં જે રકમો કૌંસમા હોય તેની એક બનાવવી અને જેટલી રકમોની વચ્ચે ના, ×, ÷ એ ચિહ્નો હોય તેટલી રકમની એક રકમ બનાવવી અને ત્યાર પછીજ સરવાળો બાદબાકી કરવાં.

૨૬) અપૂર્ણાંકના દાખલામાં "નો" વાળી રકમને ભાજક સમજાવી અને તેટલા માટેજ "નો" વાળી રકમને ઉલટાવવી.

૨૭) અપૂર્ણાંકનો દૃઢભાજક કાઢવો હોય તો તેમને સક્ષેપ રૂપ આપી અશોનો દૃઢભાજક કાઢવો અને તેને અશમા લખી લઘુતમ છેદમાં લખવો.

૨૮) અપૂર્ણાંકનો લઘુતમ સાધારણ ભાજ્ય કાઢવો હોય તો તેમને સંક્ષેપરૂપ આપી અશોનો લઘુતમ કાઢવો અને તેને અંશમાં લખી છેદનો દૃઢભાજક કાઢી છેદમાં રાખવો.

૨૯) જે રકમને "ને" લાગ્યો હોય તે રકમને બીજી રકમે ભાગવા મતલબ કે "ને" વાળી રકમને ભાજ્ય સમજવી માટે તેને ઉલટાવવી નહિ.

૩૦) અમુક રકમને કેટલાએ ગુણીએ તો આટલા આવે એમ કહ્યું હોય તો ભાગાકાર કરવો કારણ કે ગુણ્ય અને ગુણાકાર આપેલા છે તે ઉપરથી ગુણક શોધી કાઢવાનો છે માટે.

૩૧) કઇ રકમમાંથી આટલા બાદ કરીએ તો આટલા આવે એમ કહ્યું હોય તો સરવાળો કરવો કારણ કે બાધાંક અને બાદબાકી આપેલા છે તે ઉપરથી અધિકાંક કાઢવાનો છે માટે.

## અંકગણિતમાં વપરાતા કાર્ય પ્રકાશક ચિહ્નોની સમજ.

+ (વત્તા) જે સંખ્યાની પહેલાં વત્તાનું ચિહ્ન હોય તે સંખ્યા તેની પહેલાંની બીજી કોઇ સંખ્યામાં ઉમેરવાની છે એમ સમજવું પણ અપૂર્ણાંકોના સરવાળા બાદબાકીમાં પહેલી રકમને વત્તાની રકમ સમજવી, જેમ કે ૧૫+૧૨=૨૭.

—(ઓછા) જે સંખ્યાની પહેલાં ઓછાનું ચિહ્ન હોય તે સંખ્યા તેની પહેલાંની બીજી કોઇ સંખ્યામાંથી બાદ કરવાની છે એમ સમજવું જેમકે ૧૫—૫=૧૦.

× (ગુણ્યા) જે બે સંખ્યાની વચ્ચે ગુણ્યાનું ચિહ્ન હોય તે બે સંખ્યાનો ગુણાકાર કરવો જેમકે ૭×૫ ૩૫.

÷(ભાગ્યા) જે સંખ્યાની પહેલાં ભાગ્યાનું ચિહ્ન હોય તે સંખ્યા વડે તેની પહેલાંની સંખ્યાને ભાગવી મતલબ કે જે સંખ્યાની પહેલાં ભાગ્યાનું ચિહ્ન હોય તે સંખ્યાને ભાજક સમજવી અને તેની પહેલાંની સંખ્યાને ભાજ્ય સમજવી. જેમકે ૧૮÷૯=૨ આમાં ૧૮ એ ભાજ્ય અને ૯ એ ભાજક છે.

ના જે બે રકમની વચ્ચે "ના" હોય તે બે રકમનો ગુણાકાર કરવો. "ના"ના સંબંધથી જોડાયલી સંખ્યાઓ

એકજ છે મતલબ કે કૌસમા છે એમ સમજી છુટી પાડવી નહિ. જેમકે $\frac{૫}{૬}$ના$\frac{૩}{૭}$ના૪$\frac{૧}{૬}$ના૧$\frac{૨}{૭}\frac{૫}{૬}$=$\frac{૫}{૬}$.

(કૌંસ) { } [કૌસ] કૌંસ પુરો જે રકમો કૌંસમાં હોય તેને પહેલાં સાદું રૂપ આપવું. પહેલા કૌસને નાનો, બીજાને વચલો અને ત્રીજાને મોટો કૌંસ કહે છે. પહેલા નાના કૌસને સાદું રૂપ આપવું. પછી વચલાને અને પછી મોટા કૌસને આપવું. જેમકે $\left\{\frac{૬}{૫}\times\frac{૩}{૭}+(૧\frac{૧}{૬}ના\frac{૩}{૭})\right\}$ $\frac{૬}{૫}\times\frac{૩}{૭}=\frac{૧૮}{૩૫}$. $\frac{૭}{૬}\times\frac{૩}{૭}=\frac{૧}{૨}$. $\frac{૧૫}{૫}$+ $\frac{૨૧}{૪૦}$=—૬૫+$\frac{૧૮}{૭૦}$—=$\frac{૫૨}{૭૦}$=$\frac{૧૧}{૭૦}$

=(બરાબર) જે બે રકમની વચ્ચે બરાબરનું ચિહ્ન હોય તે બે રકમ સરખી છે એમ સમજવું. જેમકે ૧ રૂ=૧૬ આના

---

## બ્રિટિશ હિંદના રાજકીય ભાગ.

હિંદના વાઇસરોયની હકુમત નીચેના સઘળા મુલકને બ્રિટિશ હિંદ કહે છે. બ્રિટિશ હિંદમા ચાર તરેહના રાજ્ય છે.

(૧) બ્રિટિશ સરકારનો ખાલસા મુલક.
(૨) નેપાળ, ભુતાનના સ્વતંત્ર દેશી સંસ્થાનો
(૩) ફ્રેંચ ને પોર્ટુગીઝના સ્વતંત્ર પરદેશી સંસ્થાન
(૪) હિંદ માહેલા દેશી ખંડીઆ રાજ્યો

### બ્રિટિશ હિંદના ખાલસા મુલકના રાજકીય ભાગ.

| પ્રાંતનું નામ | મુખ્ય શહેર | રાજવહિવટ ચલાવનાર હાકેમ. |
|---|---|---|
| ૧ મુંબઇ ઇલાકો | મુંબઇ | ગવર્નર |
| ૨ મદ્રાસ ઇલાકો | મદ્રાસ | ,, |
| ૩ બંગાળા ઇલાકો | કલકત્તા | ,, |
| ૪ આસામ પ્રાંત | ગૌહતી | લેફ્ટેનંટ ગવર્નર. |
| ૫ આગ્રા તથા અયોધ્યાના સંયુક્ત પ્રાંતો | અલ્હાબાદ | ,, |

| | | |
|---|---|---|
| ૬ પંજાબ પ્રાંત | લાહોર | લેફ્ટેનંટ ગવર્નર |
| ૭ વાયવ્ય તરફની સરહદનો પ્રાંત | પેશાવર | ચીફ કમિશ્નર |
| ૮ મધ્ય પ્રાંતો ને વરાડ | નાગપુર | ,, |
| ૯ અજમેર ને મેરવાડા | અજમેર | ,, |
| ૧૦ કુર્ગ | મર્કેરા | ,, |
| ૧૧ બ્રિટિશ બ્રહ્મદેશ | રંગુન | ,, |
| ૧૨ બ્રિટિશ બલુચિસ્તાન (એમાં કવેટાના મુલક ઉપરાંત બોરીખાણ ને ઝોબ પ્રાંત છે.) | કવેટા | ચીફ કમિશ્નર |
| ૧૩ આંદમાન બેટો | પોર્ટબ્લેર | ,, |

હિંદ માંહેલા દેશી રાજ્યોમાં નાનાં મોટાં મળી ૮૦૦ દેશી રાજ્યોમાં મોટું દેશી રાજ્ય હૈદ્રાબાદનું છે.

દેશી રાજ્યોના મુખ્ય બે વર્ગ થઇ શકે. ૧) વડી સરકારની સીધી હકુમતમાં રહેલાં રાજ્યો. ૨) પ્રાંતિક સરકારની હકુમતમાં રહેલાં રાજ્યો. દરેક વર્ગમાં બે પ્રકારનાં રાજ્યો છે. ૧) પાસે પાસે આવેલાં દેશી રાજ્યોનો સમુદાય (એજન્સિ). ૨) છુટાં છુટાં આવેલાં જુદાં રાજ્યો.

વડી સરકારના તાબામાં રજપુતાના, મધ્યહિંદુસ્તાન, બલુચિસ્તાન, વાયવ્ય સરહદ એ ચાર એજન્સિઓ અને હૈદ્રાબાદ, વડોદરા, કાશ્મીર ને મ્હૈસુર એ ચાર સંસ્થાનો છે.

એ દરેકમાં વડી સરકાર તરફથી એજન્ટ રહે છે. એજન્સિઓના ઉપરીને એજન્ટ ટુ ધ ગવર્નર જનરલ ને સંસ્થાનના ઉપરીને રેસિડંટ કહે છે

વર્નાક્યુલર ટેક્સ્ટ બુક્સ રીવિઝન કમિટીએ તૈયાર કરેલી સુધરેલી રીત મુજબ.

# પાંચમી ચોપડિના અર્થ.

(કવિતાની સમજુતી, વ્યુત્પત્તિ; પાઠના સવાલ તથા સાર; અપૂર્ણાંકના નિયમો; બ્રિટિશ હિંદના રાજકીય ભાગ સાથે

રચનાર—મેસર્સ. સી. ડી. શાહ એન્ડ કો.
રચનારનું ઠેકાણું—શાહપોર—સુરત.

પ્રસિદ્ધ કર્તા—C. M. Shah.
પ્રસિદ્ધ કરનારનું ઠેકાણું—શાહપોર—સુરત.



છાપનાર—નારાયણરાવ લક્ષ્મણરાવ નીકમ.
છાપનારનું ઠેકાણું-શંકર પ્રીન્ટીંગ પ્રેસ ચકલાના પુલપર-સુરત

કિંમત આઠ આના.